# ફૈઝે સુલૈમાની

## આલિમે રબ્બાની હઝરત મોલાના સુલૈમાન સાહબ હાફેઝજી કાસ્મી, બારડોલી રહ.

(ખાદિમે ખાસ શૈખુલ ઇસ્લામ હઝરત મોલાના સૈયદ હુસૈન અહમદ સાહબ મદની રહ.)

નું

# જીવન ચરિત્ર

અને

# બારડોલીનો ઇતિહાસ

## ભાગ: ૧

---《 સંપાદક 》---


મોલાના મુફતી મહમૂદ બિન મોલાના સુલૈમાન હાફેઝજી બારડોલી દા.બ.

જામિઅહ ઈસ્લામિયહ તઅલીમુદ્દીન ડાભેલ, સિમ્લક, ગુજરાત, ઈન્ડીયા



પ્રકાશક

દારૂલ ઇહસાન, બારડોલી, નવાપૂર

અને નૂરાની મકાતિબ

www.nooranimakatib.com

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ ○

## વિગતો


| | |
|---|---|
| પુસ્તક | : ફૈઝે સુલૈમાની (આલિમે રબ્બાની હઝરત મોલાના સુલૈમાન સાહબ હાફેઝજી કાસ્મી બારડોલી રહ. નું જીવન ચરિત્ર અને બારડોલીનો ઇતિહાસ) |
| સંપાદક | : મોલાના મુફ્તી મહમૂદ બિન મોલાના સુલૈમાન હાફેઝજી બારડોલી દા.બ. |
| પ્રકાશન વર્ષ | : શાબાન/૧૪૩૮ હિજરી<br>મે/ ૨૦૧૭ ઇસ્વી |
| પેજ | : ૨૪૭ |
| પ્રકાશક | : દારૂલ ઇહસાન બારડોલી, નવાપૂર<br>અને નૂરાની મકાતિબ<br>www.nooranimakatib.com |


## મેળવવાનું ઠેકાણું

| | | |
|---|---|---|
| ❁ | મોલાના યૂસુફ સાહબ ભાણા<br>મહમૂદ નગર, ડાભેલ<br>Email id: yusuf_bhana@hotmail.com | 9824096267 |
| ❁ | મદ્રસહ ફાતેમહ ઝહરા<br>C/O મરિયમ ઇબાદતખાના વકફ<br>(કોમ્યુનિટી સેન્ટર) દેસાઇ નગર, બારડોલી | |

# અનુક્રમણિકા

# પ્રસ્તાવના

اَلْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعَالَمِيْنَ وَالصَّلَاةُ وَالسَّلَامُ عَلٰى سَيِّدِ الْمُرْسَلِيْنَ سَيِّدِنَا مُحَمَّدٍ وَّاٰلِهٖ وَصَحْبِهٖ اَجْمَعِيْنَ. اَمَّا بَعْدُ!

આ પુસ્તક જે અત્યારે આપના હાથમાં છે, સાચી વાત એ છે કે ફકત અલ્લાહ પાકનો ફઝલો કરમ છે, કોઇ વસ્તીનો ઇતિહાસ અને કોઇ વ્યકિતનુ જીવન ચરિત્ર લખવું ઘણુજ કઠિન કાર્ય છે. ખાસ કરી ત્યારે કે તે વસ્તી એવી હોય જેના માટે આધારભૂત સ્ત્રોત ન હોય, અને જે વ્યકિતની આત્મ કથા લખવી હોય તેણે ગુમનામીમાં પોતાનું જીવન વિતાવ્યુ હોય અને મશહૂર થવાને પસંદ ન કરતા હોય. આજ કારણ છે કે આ પુસ્તક તૈયાર થવામાં ઘણો ટાઇમ નિકળી ગયો.

બારડોલી અને બારડોલીમાં આવનાર ઉલમાઓના ઇતિહાસ વિશે જે કંઇ પણ મળ્યું બધુ આ પુસ્તકમાં ભેગુ કરી દીધુ છે.

આ ગામના ઉલમા, નેક લોકો અને દીનની ઉદાહરણિય સેવા કરનારઓનો એક વિસ્તૃત ઇતિહાસ લખવાની જરૂરત છે. મને જે કંઇ પણ વિગતો મળી તે આપ સમક્ષ રજુ કરવાને મારી ખુશનસીબી સમજુ છું. તદ્ઉપરાંત સમાજના અગ્રણીઓ અને કોઇ પણ ક્ષેત્રે સેવા બજાવનારાઓ અને એમની સેવાઓને પણ ભેગા કરવાની જરૂરત છે. આ પુસ્તકના ટાઇટલ પર એટલેજ ભાગ:૧ નું શિર્ષક લગાવ્યું છે, ઇન્શાઅલ્લાહ! આ માર્ગે આગળ પણ કાર્ય કરવાની કોશિશ કરવામાં આવશે.

તેમજ આ પુસ્તકનો વધુ પડતો ભાગ મારા પિતાજી મર્હુમ 'હઝરત મોલાના સુલૈમાન સાહબ હાફેઝજી કાસ્મી'ના જીવન ચરિત્ર પર લખાયેલો છે, તે એક પ્રખર મુરબ્બી, ઘણા મહેરબાન પિતા હોવાની સાથે સાથે મારા ઉસ્તાદ અને ઈસ્લાહ કરનારા પણ હતા. કુર્આન પાક નાઝિરા અને દીનીયાતનું જરૂરી શિક્ષણ અને ઉર્દૂ, ફારસીના અમુક પુસ્તકો મારા પિતાજીથી પઢવાનું સૌભાગ્ય મળ્યું. રહી વાત એમની કેળવણીની! તો તે જીવનના અંતિમ શ્વાસ સુધી ચાલુ રહી, અને આપની ઉદાહરણિય કેળવણીના કબૂલ હોવાની સ્વપ્નમાં અલ્લાહના નબી સલ.ની ઝિયારત વડે ખુશખબરી પણ મળી છે.

## આ પુસ્તકથી તમારે શું શીખવું?

(૧) એક બંદાનો પોતાના ખુદાથી કેવો તઅલ્લુક હોવો જોઇએ?

(૨) સુન્નતને જિવિત કરવાની કેવી લગન હોવી જોઇએ?

(૩) નેકીનો હુકમ અને બુરાઇ પર રોક-ટોક કેવી રીતે કરવી જોઇએ?

(૪) એક તાલિબે ઇલ્મનો પોતાના ઉસ્તાદ અને ઉસ્તાદના ઘરવાળાઓ સાથે કેવો સંબંધ હોવો જોઇએ?

(૫) જયાંથી શિક્ષણ મેળવ્યું તે સંસ્થા સાથે કેવી રીતે જોડાઇને રહેવું જોઇએ?

(૬) મકતબની જરૂરી તા'લીમ કેવી રીતે આપવી જોઇએ?

(૭) ઉસ્તાદનો પોતાના વિધ્યાર્થીઓ સાથે કેવો મહેરબાનીવાળો વહેવાર હોવો જોઇએ?

(૮) મદ્રસાઓ અને દીની સંસ્થાઓનો હિસાબ કિતાબ, આવક જાવકનો રિપોર્ટ કેટલો સાફ સુથરો અને વ્યવસ્થિત હોવો જોઇએ?

(૯) દરેક સાથે ખાસ કરી નોકરો અને મજૂરો સાથે કેવી ભલાઇ હોવી જોઇએ?

(૧૦) પોતાના હાથ નીચેનાઓની કેળવણીની ફિકર કેવી હોવી જોઇએ?

(૧૧) મહેમાનોની આગતા સ્વાગતા કેવી કરવી જોઇએ?

તો આવો! આ બધા પ્રશ્નો ના ઉત્તરો આપણે અમલી કિસ્સાઓ વડે પઢી લઇએ.

## તજવીદો કિરાઅત વિશે બારડોલીની એક ઐતિહાસિક વાત

તજવીદો કિરાઅતના ઇમામુલ ફન 'હઝરત કારી અબ્દુર્રહમાન સાહબ મક્કી રહ.' જેમને એક સ્વપ્નમાં હઝરત નબીએ કરીમ સલ.એ ભારત જઇ તજવીદો કિરાઅતની સેવા કરવા જણાવ્યું. એમની સેવામાં હમારા બારડોલીના 'કારી સુલૈમાન સાહબ ઇસ્રોલિયા મર્હુમ' સાત વર્ષ રહયા, અને કિરાઅતે સબ્આ, અશ્રહનુ પૂરૂ શિક્ષણ મેળવ્યું.

કારી અબ્દુર્રહમાન સાહબ મક્કી રહ.ના વિધ્યાર્થીઓની લિસ્ટમાં ઘણી જગ્યાએ કારી સુલૈમાન સુરતીનું નામ મળે છે. આ તેજ કારી સુલૈમાન ઇસ્રોલિયા બારડોલીના છે. પરંતુ જિલ્લો સુરત હોવાના કારણે એમના નામ આગળ સુરતી લખાય છે. જેમનું વર્ણન આ પુસ્તકમાં તમે વાંચશો.

મર્હુમ કારી સાહબે જામિઅહ ડાભેલના શરૂ શરૂના ઝમાનામાં જયારે અલ્લામા કશ્મીરી રહ.નું ડાભેલ આગમન પણ થયું ન હતું, ત્યારે જામિઅહમાં તજવીદો કિરાઅત પઢાવવાની સેવા આપી છે.

## વાંચનારાઓથી વિશેષ અપીલ

જે લોકો બારડોલીના ઈતિહાસ વિશે કંઇ પણ જાણતા હોય, અથવા કોઈ પુસ્તકમાં બારડોલી વિશે કંઇ લખાયું હોય જે આપની જાણમાં હોય તો હમોને જરૂરથી જણાવશો. એવીજ રીતે બારડોલીના ઉલમા, અન્ય ક્ષેત્રે સેવા બજાવનારા, સમાજના અગ્રણીઓના જીવનનો કોઈ સારો પ્રસંગ જાણતા હોવ તો હમોને જરૂરથી જણાવશો.

એવીજ રીતે કોઇ કુટુંબ કે પરિવાર વિશે કોઈ ખાસ કિસ્સો અથવા સિધ્ધીઓ વિશે જાણ હોય તો તે પણ લખીને મોકલશો. ઇન્શાઅલ્લાહુ તઆલા! પુસ્તકના બીજા ભાગમાં એમને જરૂરથી સમાવવામાં આવશે.

## શુક્રિયહના બોલ

આ પુસ્તકની તૈયારીમાં જે લોકોનું જે રીતે પણ યોગદાન રહયું હું એ તમામનો દિલથી શુક્રિયહ અદા કરૂં છું, અલ્લાહ તઆલા એ બધાઓને દુનિયા આખિરતમાં પોતાની ખુશીની દૌલતથી માલામાલ કરે.

ખાસ કરી કારી ઇરફાન સાહબ ગોધરા (મુદર્રિસઃ જામિઅહ દારૂલ ઇહસાન, બારડોલી) એવણે આ પુસ્તકની તૈયારીમાં પોતાનો કીમતી વખત લગાવ્યો છે અને ઘણા કામો એમણે કર્યા છે.

સાથે અઝીઝે ગિરામી મુફતી ઝકરિયા નસીરપૂરી (મુદર્રિસઃ જામિઅહ દારૂલ ઇહસાન, બારડોલી) અને મુફતી સલમાન ઇલોલ્વી અને મુફતી ઉવૈસ કંજરી (દારૂલ ઇફતા, જામિઅહ

તઅલીમુદ્દીન, ડાભેલના ફારિગો) અને મુફતી મુઆઝ બોમ્બે (મુદર્રિસઃ જામિઅહ ડાભેલ)નો હું શુક્રિયહ અદા કરૂં છું, અલ્લાહ તઆલા આ સૌને બેહતર બદલો આપે.

તેમજ જામિઅહ દારૂલ ઇહસાન, બારડોલીના વ્યવસ્થાપક ભાઇ મુફતી ઇબ્રાહીમ ગજિયા મ.ઝિ. અને મારા મોટા ભાઇ હાજી અહમદ હાફેઝજી સાહબ જેમણે પિતાજી વિશે લેખો લખી મદદરૂપ બન્યા, અલ્લાહ તઆલા એમને પણ બન્નેવ જહાંમાં કામ્યાબી આપે, અને બુરી નજરથી એમને બચાવે. આમીન

એવીજ રીતે મારા મોહસિન અને મહેરબાન ઉસ્તાદ, મુર્શિદે સાનીઃ હઝરત શૈખુલ હદીષ મુફતી અહમદ સાહબ ખાનપૂરી દા.બ. અને હઝરત મોલાના અહમદ બુઝુર્ગ સાહબ, એવણે પોતાના બરકતી શબ્દો આ પુસ્તક વિશે લખી આપ્યા.

جزاهم الله خيرا وأحسن الجزاء

અલ્લાહ તઆલા હઝરતની ઉમરમાં ખૂબ ખૂબ બરકત આપો, અને હઝરતની દીની ખિદમતોને કબૂલ કરો. આમીન

## હોદ્દાઓથી પોતાને દૂર રાખવાની કોશિશ

મર્હુમ પિતાજીને ઘણી સંસ્થાઓ, કમીટીઓ અને મસ્જિદો તરફથી ઘણા હોદ્દાઓ માટે ઓફર કરવામાં આવી, પરંતુ મર્હુમે હંમેશા હોદ્દાઓ અને શોહરતથી પોતાને દૂર રાખવાનેજ પસંદ કર્યું.

જામિઅહ ડાભેલના ઐતિહાસિક મોહતમિમ હઝરત મોલાના મુહમ્મદ સઇદ સાહબ બુઝુર્ગ રહ.ના ઇન્તિકાલ પછી જામિઅહને એક કાબિલ અને લાયક મોહતમિમની જરૂરત હતી, તે વખતે આ ખિદમત માટે જે બે ચાર આલિમો પર પસંદીદગી જાહેર

કરવામાં આવી તેમાંથી એક નામ મર્હુમ વાલિદ સાહબ રહ.નું પણ હતું.

હઝરત મોલાના મુઇનુદ્દીન સાહબ (દારૂલ ઉલૂમ ઇમદાદિયહ મુરાદાબાદ, પછી દારૂલ ઉલૂમ અંકલેશ્વરના શૈખુલ હદીષ) જયારે આફ્રિકામાં હતા ત્યારે જામિઅહ ડાભેલના સાઉથ આફ્રિકા ટ્રસ્ટના ટ્રસ્ટીઓ હઝરત મોલાના મુઇનુદ્દીન સાહબની સેવામાં આવ્યા અને એમનાથી અરજ કરી કે જામિઅહ ડાભેલ માટે કોઇ લાયક મોહતમિમનું નામ બતાવો.

તે વખતે હઝરત મોલાના મુઇનુદ્દીન સાહબે ઘણા ભરોસા સાથે મર્હુમ પિતાજી નું નામ આપ્યુ હતું.

શોહરતથી દૂર રહેવાનો હાલ તો એ હતો કે જામિઅહની શૂરા કમીટીના મેમ્બર હોવા છતાં કયારેય પણ જામિઅહના કોઇ પણ જલ્સામાં સ્ટેજ પર નથી બેસ્યા, હાલાંકે મોટે ભાગે જામિઅહના દરેક જલ્સામાં આપ હાજર રહેતા હતા.

## પોતાના મોઢે પોતાના વખાણ અને એ માટે ક્ષમા યાચના

બંદાએ પોતાના પિતાની આત્મ કથા લખી, તેના પર પોતાના મોઢે પોતાના ગુણગાન ગાવાનો શક થઇ શકે છે. તે માટે ઇસ્લામી દુનિયાના મશ્હૂર આલિમ ‘હઝરત મોલાના સૈયદ અબુલ હસન અલી મિયાં સાહબ નદવી રહ.’નું એક કથન રજુ કરૂં છું:

“આ કિસ્સો પોતાના મોઢે પોતાના ગુણગાન ગાવાથી ખાલી નથી, વિસ્તૃત એટલા માટે લખવુ પડયું કે આત્મ કથા અને જીવન ચરિત્રની લાંબી અને લગાતાર લેખન ક્રિયામાં સંપાદકને ખ્યાલ ન આવ્યો કે પોતાના મર્હુમ પિતા ‘મોલાના હકીમ સૈયદ અબ્દુલ હય સાહબ’ની આત્મ કથા લખી રહયો છે.

સાથેજ કોઇ ઇલ્મવાળાના છોકરા માટે કયારેય આ વાત શરમ અને ક્ષમા લાયક સમજવામાં આવી નથી કે તે પોતાના નામવર અને ખૂબીઓવાળા પિતાની આત્મ કથા લખે અને એમના સાચા કિસ્સાઓ અને એમના જીવનની સત્ય બાબતો અને ઇલ્મી અને દીની સેવાઓ અને લેખન ક્ષેત્રે એમણે કરેલા કારનામાઓને દુનિયા સમક્ષ રજુ કરે, જેમાં યુવા પેઢી માટે ફાયદાકારક અને માર્ગ દોરવણીનો સામાન હોય. ખાસ કરી જયારે કે જેની આત્મ કથા લખાઇ રહી છે તે માણસે પૂરૂ જીવન પોતાના પુર્વજોના કારનામાઓના સંરક્ષણ અને પ્રસાર કરવામાં અને એમના નામ અને કામને જીવિત કરવામાં વિતાવ્યુ હોય.)"

(પુસ્તક 'હયાતે અબ્દુલ હય' (લેખકઃ મોલાના સૈયદ અબુલ હસન અલી નદવી)ના પ્રસ્તાવનામાંથી)

બસ મુફક્કિરે ઇસ્લામના આ લખાણ પછી પોતાના મોઢે પોતાના વખાણનો શક ન થવો જોઇએ.

اَللّٰھُمَّ أَعِذْنَامِنْ شُرُوْرِ أَنْفُسِنَا وَمِنْ سَيِّئَاتِ أَعْمَالِنَا

અમલી કેળવણી અને શરઇ કામોંમાં મર્હુમ પિતાજી બહૂ ચોક્કસ રહી પોતાનું જીવન સાદગીથી વિતાવી આખિરત તરફ સિધાવી ગયા.

અલ્લાહ તઆલા આ કોશિશને કબૂલ કરે, પોતાની ખુશી હાસિલ થવાનો ઝરિયો બનાવે, પુસ્તકની તૈયારીમાં જેમનું પણ યોગદાન રહયું છે સૌને સારો બદલો આપે.

માતા પિતાના હક્કોની અદાયગી અને સેવા કરવામાં આત્મ કથા લખવું પણ દાખલ છે, હાલાંકે હું આ કાર્યને જેવી રીતે કરવું જોઇએ એ કરવા પૂરેપૂરો સમર્થ નથી.

# એક જરૂરી સુચના; ક્ષમા યાચના

લેખકે આ પુસ્તક મૂળ ઉર્દુ ભાષામાં લખ્યુ છે, અમુક પત્રો અને લેખો જે મૂળ ગુજરાતીમાં હતા તેનું ભાષાંતર ઉર્દુમાં કરવામાં આવ્યુ હતું. પાછળથી ગુજરાતી વાચક વર્ગ માટે જયારે ગુજરાતીમાં પુસ્તક છાપવાનું નક્કી કર્યું, તો મૂળ ઉર્દુમાંથી લગભગ ૧૦૦ જેટલા પેજનું લખાણ ગુજરાતીમાં લેવામાં આવ્યું નથી. જે માટે ઘણા કારણો હતા. જેઓએ સંપુર્ણ વાંચન કરવું હોય તેઓએ મૂળ ઉર્દુ પુસ્તક જોવું.

ગુજરાતી ભાષાંતરના કામમાં મુફતી અમીન સા. ઉધનાવી અને ગોધરાના મો. અનસ હાફિઝ ઈદ્રીસ ગેંશ અને કાસિમ આલમનો સહકાર મળ્યો છે. હક તઆલા બધાને જઝાએ ખૈર અતા ફરમાવે. આમીન ફકત વસ્સલામ

**(મુફતી) મહમૂદ હાફેઝજી, બારડોલી**
જામિઅહ ઈસ્લામિયહ તઅલીમુદ્દીન, ડાભેલ, સિમ્લક
સભ્યઃ ઓલ ઈન્ડિયા મુસ્લિમ પર્સનલ લો બોર્ડ
સભ્યઃ જમીઅતે ઉલમાએ હિંદ, ન્યુ દિલ્લી (મજલિસે મુન્તઝિમહ)
સરપરસ્તઃ નૂરાની મકાતિબ, ગુજરાત

## મુહસિન અને મુરબ્બિ હઝરત અકદસ
## મોલાના મુફતી અહમદ સાહેબ ખાનપૂરી દા.બ.ના

# બરકતી શબ્દો

(શૈખુલ હદીષ જામિઅહ ડાભેલ, ટ્રસ્ટી દારૂલ ઉલૂમ દેવબંદ, નદવતુલ ઉલમા લખનઉ)

બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ

અઝીઝ મુફતી મહમૂદ સાહેબ (અલ્લાહ તઆલા એમને સલામતી અને આફિયતથી નવાઝે)ના બુઝુર્ગ વાલિદ, જન્નતનશીન હઝરત મોલાના સુલૈમાન સાહેબ હાફેઝજી, દારૂલ ઉલૂમ દેવબંદના ફાઝિલ અને શૈખુલ ઈસ્લામ હઝરત મોલાના હુસૈન અહમદ મદની રહ.ના શાગિર્દ તેમજ સાચા મુરીદ, અકીદતમંદ હતા. ઉપરાંત દીની હમદર્દી તેમજ ઈમાની શકિત અને આત્મસન્માન ધરાવનાર, ઈસ્લામી સિધ્ધાંતોને વરેલા, ઝિક્રે ઈલાહી નેક આમાલના પાબંદ, સાચાબોલા અને દેવબંદી બુઝુર્ગોના અકીદતમંદ અને બીજા અનેક ગુણોથી ગુણવંત હતા.

જીવનના છેલ્લા શ્વાસ સુધી ખુદા ખાતર કોઈ પણ વળતર વિના દીની તાલીમ આપતા રહયા. સાચાબોલા હોવા ઉપરાંત કેળવણી અને ઘડતર બાબતે ઘણાજ સજાગ હતા.

પાછલા ઝમાનાના આપણા અનેક અકાબિર બુઝુર્ગોની સોહબત અને બરકતથી ફાયદો ઉઠાવ્યો હતો, જેની અસર આપ રહ.ના જીવનમાં સ્પષ્ટ દેખાતી હતી.

આપ રહ.નું જીવનચરિત્ર આપના નેક ફરઝંદ મોલાના મુફતી મહમૂદ સાહબે સંપાદન ફરમાવીને એક ખુદાપરસ્ત આલિમ બાઅમલનો નમૂનો લોકો સમક્ષ રજૂ કર્યો છે.

આ જીવનચરિત્ર થકી દરેક વાંચકને એનો પૂરે પૂરો ફાયદો પહોંચે અને સંપાદક મુફતી સાહબના હકમાં આ નેક કામને સદકએ જારિયહ બનાવે, એવી અલ્લાહના દરબારમાં મારી દુઆ છે.

**અહમદ ખાનપૂરી**

તા. ૨૬/ જમાદિલ ઉખરા ૧૪૩૭ હિજરી

# અભીપ્રાય

## હઝરત મોલાના અહમદ બુઝુર્ગ સાહબ સિમ્લકી મ.ઝિ.

(મોહતમિમ: જામિઅહ ઈસ્લામિયહ તઅલીમુદ્દીન ડાભેલ
અને ફકીહુલ ઉમ્મત હઝરત મુફતી મહમૂદ હસન ગંગોહી રહ.ના ખલીફા)

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ ○

نحمدہٗ ونصلی علیٰ رسولہ الکریم، اما بعد!

હઝરત મોલાના સુલૈમાન સાહબ નવ્વરલ્લાહુ મરકદહુની ગણના આ વિસ્તારના મોટા આલિમોમાં થાય છે. ડાભેલ અને સિમ્લકમાં એમના જીવનનો ઘણો સમય વિત્યો છે. બન્નેવ ગામોમાં એમની દીની સેવાઓના યાદ રહી જાય એવા અંશો બાકી છે.

'મજલિસે ખુદ્દામુદ્દીન સિમ્લક' જે ગુજરાતની જુની અને ઐતિહાસિક સંસ્થા છે, જેની સેવાઓનું વર્તુળ ઘણુ વિશાળ છે. મર્હુમ ઘણા વર્ષો સુધી આ સંસ્થાથી જોડાયેલા રહયા. અને અલ્લાહે આપેલ સલાહિયતોથી ચૂપચાપ મોટી મોટી ખિદમત કરતા રહયા.

મર્હુમ પોતાના પરિવાર સાથે સિમ્લકમાં રહયા હતા, તે સમયમાં એમની સાથે હમારા ઘરેલુ સંબંધો પણ બંધાયા, અને એકજ શૈખ હોવાના કારણે દિવસે સિવસે આ સંબંધ વધુ ગાઢ બનતો ગયો. એટલે કે મર્હુમ અને હમારો પરિવાર શૈખુલ ઈસ્લામ હઝરત મદની રહ. થી ઘણી અકીદત રાખે છે. એજ કારણથી એમનુ હમારા ઘરે આવવાનું થતુ રહેતુ હતું. અને ઘરેલુ દીની

મામલામાં હમારા પિતાજી રહ.થી વિચાર વિર્મશ થતો રહેતો હતો. મર્હુમના કેટલાક છોકરા છોકરીઓ સિમ્લક સ્કુલમાં ભણતા હતા, તે મારા સહપાઠી હતા.

૧૪૧૧ હિજરીમાં જામિઅહ ડાભેલના માજી મોહતમિમ, મારા પિતાજી હઝરત મોલાના મુહમ્મદ સઇદ બુઝુર્ગ સિમ્લકી રહ.ની વફાત થઇ ગઇ, તે વખતે સૌથી મોટો પ્રશ્ન જામિઅહ ડાભેલના એહતેમામ સંભાળવા વિશે હતો, તે સમયમાં આ પદ માટે જે લાયક અને કાબિલ લોકો તરફ મશ્વેરો આપનારાઓની નજરો ઉઠી હતી, તેમાંથી એક મર્હુમ પણ હતા. આનાથી આ ઇલાકામાં એમની સલાહિયત અને લોકપ્રિયતાનો અંદાજ લગાવી શકાય છે.

મર્હુમને જામિઅહ ડાભેલથી ઘણો લગાવ હતો, કદાચ આજ કારણ છે કે ઘણા વર્ષો સુધી અલ્લાહ તઆલાએ એમને જામિઅહની શૂરાના મેમ્બર બનાવ્યે રાખ્યા. ૧૪ વર્ષ સુધી મર્હુમને જામિઅહ ઇસ્લામિયહ તઅલીમુદ્દીન ડાભેલની શૂરાના મેમ્બર રહેવાનું શરફ મળ્યું છે.

ઈ સઆદત બઝોરે બાઝૂ નેસ્ત
તા ન બખ્શદ ખુદાએ બખ્શીન્દહ

દર સાત વર્ષે શૂરાના મેમ્બર નક્કી કરવામાં આવે છે. મર્હુમને બે વખત પસંદ કરવામાં આવ્યા.

પહેલી વખત તા.૮/ સપ્ટેમ્બર ૧૯૯૧ ઇ.થી સાત વર્ષ માટે

બીજી વખત તા.૩૧/ ઓકટોબર ૧૯૯૮ ઇ.થી બીજા સાત વર્ષ માટે.

મોલાના સુલૈમાન સાહબ રહ.ને અલ્લાહ પાકે સાચી વાત કહેવાની અને બેજીજક ટોકી દેવાની ખાસ સિફત બખ્શી હતી. સાચુ બોલવામાં જરા પણ નરમ વલણ રાખતા ન હતા, અને કોઇની શરમ રાખતા ન હતા, શૂરાની બેઠકમાં એમની આ આદત સમયાંતરે નજરે પડતી રહેતી હતી. તેમજ દીની મેગેઝિન અને માસિક મુખપત્રોમાં કોઇ વાત એમને ખટકતી તો તેના પર નિશાની લગાવતા.

શૂરાના દિવસે જામિઅહના કંપાઉન્ડમાં ચક્કર લગાવતા, જામિઅહના ફાયદાની કોઇ વાત હોતી તો તે તરફ ધ્યાન દોરતા, વિધ્યાર્થીઓ અને ઉસ્તાદોની સહૂલતનો બરાબર ખ્યાલ રાખતા.

એમના લખવા લાયક નેક કામોમાંથી એક કિસ્સો અહીં રજુ કરૂં છું:

એક વખત મર્હુમ કોઇ કામ માટે જામિઅહના દારૂલ ઇફતામાં પધાર્યા, દારૂલ ઇફતાથી લગોલગ સંડાસ અને વુઝૂખાનાની જરૂરતનો એહસાસ કર્યો, એની નોંધ લીધી, અને બીજી મજલિસે શૂરામાં બીજા કામો સાથે આ કામને પણ પાસ કરાવ્યુ, અને દારૂલ ઇફતાની મજકૂર જરૂરતને પુરી કરી શ્વાસ લીધો.

નાનાઓને આગળ કરી એમનાથી કામ લેવાનો જઝબો પણ સારો હતો, આમાંની એક કદી ન ભૂલાય એવી અને ઘણી મોટી ખિદમત બંદાને હંમેશ માટે મોહતમિમ પદ સોંપવ્યાની છે.

૧૪૧૧ હિજરીમાં મારા પિતાજી રહ.ના ઇન્તિકાલના કારણે બંદાના ખભા પર એહતેમામની જીમ્મેદારી આવી પડી, શૂરાના

મેમ્બરોએ પહેલા ટેમ્પરરી બંદાને એહતેમામ માટે નક્કી કર્યો હતો, મોલાના મર્હુમની દીલી ચાહત હતી કે એહતેમામનું પદ હંમેશ માટે બંદાને આપી દેવામાં આવે, જેથી દિલી સુકૂન સાથે કામ કરી શકાય.

જેથી ૧૭/ રબીઉલ આખર ૧૪૧૬ હિજરી અનુસાર ૧૩/ સપ્ટેમ્બર ૧૯૯૫ ઈ.ના શૂરાના મેમ્બરોએ આ એજંડો મુકયો, જેમાં મોલાના મર્હુમે ખાસ જોર આપ્યું:

કાયદાની રૂએ થઇ શકતુ હોય તો મોલાના અહમદ બુઝુર્ગ સાહબને હંમેશ માટે મોહતમિમ પદ સોંપી દેવામાં આવે.

અને શૂરાના મેમ્બરોના બહૂમતથી આ એજંડો પાસ થઇ ગયો.

અને ૧૪/ સપ્ટેમ્બર ૧૯૯૫ ઈ.થી હંમેશ માટે મોહતમિમ પદ બંદાને સોંપી દેવામાં આવ્યું.

દિલથી દુઆ કરૂં છું કે અલ્લાહ તઆલા મર્હુમની તમામ દીની, સામાજિક સેવાઓને કબૂલ કરે, જન્નતુલ ફિરદૌસમાં એમના દરજાઓને બુલંદ કરે, જામિઅહની સેવાઓનો પોતાની શાનને લાયક સારામાં સારો બદલો આપે. આમીન. ફકત

**(મોલાના) અહમદ બુઝુર્ગ (સાહબ)**

ખાદિમે જામિઅહ ઈસ્લામિયહ તઅલીમુદ્દીન ડાભેલ, સિમ્લક

૨૪/ રજબુલ મુરક્જબ ૧૪૩૭ હિજરી

## બારડોલીનો પરિચય

ભારત દેશના ગુજરાત રાજ્યના સુરત જિલ્લામાં બારડોલી નામનો મોટો કસ્બો (તાલુકો) આવેલો છે.

## બારડોલીનું નામકરણ

બારડોલી નામ રાખવાનું ચોક્કસ કારણ તો જાણવા મળ્યું નથી, પરંતુ એવું પ્રખ્યાત છે કે કોઇ સમયે અહીંથી એક સાથે બાર ડોલીઓ ગઇ હતી, અથવા અહીં આવી હતી જેથી બારડોલી નામ પ્રખ્યાત થઇ ગયું.

અમુક લોકોનું એવું માનવું છે કે એક બુઝુર્ગના મૃત્યુ સમયે તેમના જનાઝા માટે અથવા એમની હયાતીમાં ઘરવાળાઓ માટે "બાર ડોલીઓ" તૈયાર કરવામાં આવી હતી, જેથી આ ગામનું નામ બારડોલી પડી ગયું. (માત્ર અલ્લાહ પાક વધુ જાણનાર છે.)

## બારડોલીની અમુક દીની યાદગાર

મોટે ભાગે આ શહેરમાં હિંદુ અને મુસલમાન લોકો રહે છે. આ શહેરમાં બાર મસ્જિદો અને ત્રણ ઇબાદતખાનાઓ આવેલ છે.

દીની તાલીમ માટે ઘણા મકાતિબ (નાના મદ્રસાઓ) છે. ઉચ્ચતર દીની તાલીમ માટે જામિઅહ દારૂલ ઇહસાન નામની એક સંસ્થા ૧/ જૂન ૨૦૦૪થી કાર્યરત છે. શિક્ષણ માટે મોટી મદ્રસહ હાઇસ્કુલ અને મેમણ હાઇસ્કુલ અને અંગ્રેજી શિક્ષણ માટે પણ એક શાળા આવેલી છે. તદ્ઉપરાંત એક હીદુ ભાઇએ આપેલી જમીનમાં 'જમનાબા હોસ્પિટલ' આવેલી છે.

જુના જમાનાથીજ અહિંયા વિધ્વાનો અને નેક લોકોનું આગમન થતુ રહયું છે. શહેરના અલગ અલગ સ્થળોએ અવલિયાએ કિરામની કબરો આવેલી છે. પહેલા આ કબરો વસ્તીથી દૂર હતી. પરંતુ વસ્તી વધવાના કારણે હવે આ કબરો વસ્તીમાં આવી ગઇ છે.

નજીકના ગામોમાં અમુક જુની કબરો પણ છે. નજીકના 'ધામરોડ' ગામમાં પણ જુની કબરો આવેલી છે. અને ત્યાંના ગેર મુસ્લિમો તેની દેખરેખ રાખે છે. અને એવું પણ જાણવા મળ્યું છે કે આ કબરો ત્રણ સદીઓ જુની છે.

જામિઅહ દારૂલ ઇહસાનની નજીક મક્કી મસ્જિદની બાજુમાં મક્કી કબ્રસ્તાનમાં એક બુઝુર્ગની કબર આવેલી છે, કહેવાય છે કે તે એક કરામતી વલી છે.

તેમના વિશે એવું મશહૂર છે કે તેમનું અવસાન બારડોલીથી દૂર થયું હતું, પરંતુ મુરીદોની એવી ઇચ્છા હતી કે તેઓને પોત પોતાની વસ્તીના કબ્રસ્તાનમાં દફન કરવામાં આવે.

જયારે આ બાબતે ઝગડા જેવું સ્વરૂપ ધારણ કર્યું તો એવો મશ્વેરો થયો કે મોઢીયું (નથની) બાંધ્યા વગરના બળદો લાવીને ડોલીઓ તૈયાર કરવામાં આવે અને બળદોને ચલાવવામાં આવે, જે જગ્યાએ બળદ થોભી જાય તે જગ્યાએ દફન કરવામાં આવે. કહેવાય છે કે આ બળદોએ ચાલતા ચાલતા આજ વસ્તીમાં પ્રવેશ કર્યો જયાં જુનો રસ્તો નદીએ થઇને આવે છે જે કબ્રસ્તાનના સાથે છે, ત્યાંથી એક ટેકરી પર જઇને બળદો થોભી ગયા હતા. તે જમાનામાં નદી પાર કરવા માટે પૂલ ન હતા. તેથી વસ્તીમાં જવુ

હો તો હોડી વિગેરે વડે નદી પાર કરવી પડતી હતી, જે જગ્યાએ બળદ થોભ્યા હતા ત્યાંજ તેમને દફન કરવામાં આવ્યા અને જે જગ્યાએ કબ્રસ્તાન અને તેમની કબર આવેલી છે તે વિસ્તાર વસ્તીની જમીનોની સરખામણીમાં ટેકરીની જેમ ઉંચાઈએ આવેલ છે.

## નામાંકિત ઉલમાએ કિરામનું બારડોલીમાં આગમન

| ક્રમ | નામ |
|---|---|
| ૧ | હઝરત અલ્લામા મુહમ્મદ અનવર શાહ કશ્મીરી સાહબ રહ. |
| ૨ | હઝરત અલ્લામા શબ્બીર અહમદ ઉસ્માની સાહબ રહ. |
| ૩ | હઝરત અલ્લામા સૈયદ બદરે આલમ સાહબ મીરઠી રહ. |
| ૪ | હઝરત અલ્લામા મુહમ્મદ યૂસુફ સાહબ બિન્નોરી રહ. |
| ૫ | હઝરત શૈખુલ ઈસ્લામ મોલાના સૈયદ હુસૈન અહમદ મદની રહ. |
| ૬ | હઝરત મોલાના અબુલ કલામ આઝાદ સાહબ રહ. |
| ૭ | હઝરત મોલાના શાહ અતાઉલ્લાહ સાહબ બુખારી રહ. |
| ૮ | હઝરત મોલાના હબીબુર્રહમાન સાહબ લુધિયાનવી રહ. |
| ૯ | હઝરત મોલાના ઈમરાન ખાન સાહબ ભોપાલી રહ. |
| ૧૦ | હઝરત મોલાના મિયાં સૈયદ અસ્ગર હુસૈન સાહબ મુહદ્દિષે દેવબંદી રહ. |
| ૧૧ | હઝરત મોલાના સૈયદ ખલીલ મિયાં સાહબ રહ. |
| ૧૨ | હઝરત મોલાના મસીહુલ્લાહ સાહબ જલાલાબાદી રહ. |
| ૧૩ | હઝરત મોલાના મુફતી મહમૂદ હસન ગંગોહી સાહબ રહ. |
| ૧૪ | હઝરત મોલાના મુફતી અતીકુર્રહમાન સાહબ ઉસ્માની રહ. |

| | |
|---|---|
| ૧૫ | હઝરત મોલાના હિફઝુર્રહમાન સાહબ સિયોહારવી રહ. |
| ૧૬ | હઝરત મોલાના કારી હિફઝુર્રહમાન સાહબ રહ. (દારૂલ ઉલૂમ દેવબંદના સદર કારી) |
| ૧૭ | હઝરત મોલાના સૈયદ અસ્અદ સાહબ મદની રહ. |
| ૧૮ | હઝરત મોલાના અબ્દુર્રહીમ સાહબ મુજદ્દિદી જયપૂરી રહ. |
| ૧૯ | હઝરત મોલાના ઉબૈદુલ્લાહ સાહબ બલ્યાવી રહ. |
| ૨૦ | હઝરતજી મોલાના ઇન્આમુલ હસન સાહબ કાંધલ્વી રહ. |
| ૨૧ | હઝરત હાજી અબ્દુલ જલીલ મિયાં સાહબ દેવબંદી રહ. |
| ૨૨ | હઝરત મોલાના અબ્દુલ અહદ સાહબ દેવબંદી રહ. |
| ૨૩ | હઝરત મોલાના શેર અલી સાહબ અફઘાની રહ. |
| ૨૪ | હઝરત મોલાના ઝુલફિકાર સાહબ નરોરી રહ. |
| ૨૫ | શૈખુલ હદીષ હઝરત મોલાના ઇકરામ સાહબ ભાગલપૂરી રહ. |
| ૨૬ | હઝરત મોલાના કારી અમીર હસન સાહબ હરદોઇ રહ. |
| ૨૭ | હઝરત મોલાના અહમદ બુઝુર્ગ સાહબ સિમ્લકી રહ. |
| ૨૮ | હઝરત મોલાના મુહમ્મદ સઇદ સાહબ બુઝુર્ગ સિમ્લકી રહ. |
| ૨૯ | હઝરત મોલાના શરીફ હસન દેવબંદી સાહબ રહ. |
| ૩૦ | હઝરત મોલાના મુફતી મરગૂબ અહમદ સાહબ લાજપૂરી રહ. |
| ૩૧ | હઝરત મોલાના મુફતી ઇસ્માઇલ સાહબ બિસ્મિલ્લાહ રહ. |
| ૩૨ | હઝરત મોલાના મુફતી મુહમ્મદ ફારૂક સાહબ શહીદ મીરઠી રહ. |
| ૩૩ | હઝરત કારી સિદ્દીક અહમદ સાહબ બાંદવી રહ. |
| ૩૪ | શૈખુલ હદીષ હઝરત મોલાના વાજિદ હુસૈન સાહબ દેવબંદી રહ. |
| ૩૫ | હઝરત હાફિઝ પટેલ સાહબ ટકોલી વાલે રહ. |

| | |
|---|---|
| ૩૬ | હઝરત મોલાના અબ્દુલ ગની સાહબ અહમદાબાદી રહ. |
| ૩૭ | હઝરત મોલાના અબૂબક્ર સાહબ ગાઝીપૂરી રહ. |
| ૩૮ | હઝરત મોલાના મુફ્તી અહમદ સાહબ બેમાત રહ. |
| ૩૯ | હઝરત મોલાના કારી મુહમ્મદ તૈયબ સાહબ રહ. |
| ૪૦ | હઝરત મોલાના ઝૈનુલ આબિદીન સાહબ આ'ઝમી રહ. |
| ૪૧ | શૈખુલ હદીષ હઝરત મોલાના અહમદુલ્લાહ સાહબ પાલ રહ. |
| ૪૨ | હઝરત મોલાના અબરાર સાહબ ધુલ્યવી રહ. |
| ૪૩ | હઝરત મોલાના અશરફ સાહબ રાંદેરી રહ. |
| ૪૪ | હઝરત મોલાના સઇદ સાહબ રાંદેરી રહ. |
| ૪૫ | હઝરત મોલાના અબુલ વફા સાહબ શાહજહાંપૂરી રહ. |
| ૪૬ | હઝરત મોલાના અબ્દુલ મજીદ નદીબ સાહબ રહ. |
| ૪૭ | હઝરત મોલાના રશીદુદ્દીન સાહબ મુરાદાબારી રહ. |
| ૪૮ | હઝરત મોલાના અલી મુહમ્મદ સાહબ તરાજવી રહ. |
| ૪૯ | હઝરત મોલાના રશીદ બુઝુર્ગ સાહબ રહ. |
| ૫૦ | હઝરત મોલાના અબ્દુલ હક મિયાં સાહબ રહ. |
| ૫૧ | શૈખુલ હદીષ હઝરત મોલાના અહમદ રઝા સાહબ અજમેરી રહ. |
| ૫૨ | હઝરત મોલાના કમરૂઝઝમાં સાહબ ઇલાહાબાદી દા.બ. |
| ૫૩ | હઝરત મોલાના અબ્દુલ્લાહ સાહબ કાપોદ્રવી |
| ૫૪ | હઝરત મોલાના ઇબ્રાહીમ સાહબ પાંડોર આફ્રિકી |
| ૫૫ | શૈખુલ હદીષ હઝરત મોલાના યૂનુસ સાહબ જોનપૂરી દા.બ. |
| ૫૬ | હઝરત મોલાના સલમાન સાહબ મઝાહિરી દા.બ. |

| | |
|---|---|
| ૫૭ | હઝરત મોલાના મુહમ્મદ તલ્હા સાહબ ઈબ્ને શૈખુલ હદીષ મોલાના ઝકરિયા રહ. |
| ૫૮ | હઝરત મોલાના ઈફતિખારૂલ હસન સાહબ કાંધલ્વી દા.બ. |
| ૫૯ | શૈખુલ હદીષ હઝરત મોલાના મુફતી અહમદ સાહબ ખાનપૂરી |
| ૬૦ | હઝરત કારી અહમદુલ્લાહ સાહબ ભાગલપૂરી દા.બ. |
| ૬૧ | હઝરત મોલાના મહફૂઝુર્રહમાન સાહબ શાહીન જમાલી દા.બ. |
| ૬૨ | હઝરત મોલાના મુફતી સઈદ અહમદ સાહબ પાલનપૂરી દા.બ. |
| ૬૩ | હઝરત મોલાના અસ્રારૂલ હક સાહબ કાસ્મી દા.બ. |
| ૬૪ | હઝરત મોલાના સૈયદ અરશદ મદની સાહબ દા.બ. |
| ૬૫ | હઝરત મોલાના સૈયદ મહમૂદ મદની સાહબ દા.બ. |
| ૬૬ | હઝરત મોલાના મુનીર સાહબ કાલીના દા.બ. |
| ૬૭ | હઝરત મોલાના ઈસ્માઈલ સાહબ ગોધરા દા.બ. |
| ૬૮ | હઝરત મોલાના ગુલામ સાહબ વસ્તાનવી દા.બ. |
| ૬૯ | હઝરત મોલાના અહમદ લાટ સાહબ દા.બ. |
| ૭૦ | હઝરત મોલાના ઈબ્રાહીમ સાહબ દેવલા દા.બ. |
| ૭૧ | હઝરત મોલાના સૈયદ સલમાન નદવી હુસૈની સાહબ દા.બ. |
| ૭૨ | સમાહતુશ્શૈખ આઈઝુલ કરનિયુલ મદની હફિઝહુલ્લાહ |
| ૭૩ | હઝરત મોલાના મુફતી ઈસ્માઈલ સાહબ કછોલ્વી દા.બ. |
| ૭૪ | હઝરત મોલાના મુફતી અબ્બાસ સાહબ બિસ્મીલ્લાહ દા.બ. |
| ૭૫ | હઝરત મોલાના ઈબ્રાહીમ સાહબ પટની દા.બ. |
| ૭૬ | હઝરત મોલાના સાલિમ ઈબ્ને મોલાના કારી તૈયબ સાહબ દા.બ. |
| ૭૭ | હઝરત મોલાના મુફતી હબીબુર્રહમાન ખૈરાબાદી સાહબ દા.બ. |

| | |
|---|---|
| ૭૮ | હઝરત મોલાના ફઝલુર્રહમાન સાહબ આ'ઝમી (એક રમઝાન મીનારા મસ્જિદમાં તરાવીહ અને તફસીર કરી હતી) |

## બારડોલી મીનારા મસ્જિદનાં ઉદ્‌ઘાટનમાં શૈખુલ ઇસ્લામ મોલાના સૈયદ હુસૈન અહમદ મદની સાહબનું આગમન

આ ગામમાં મીનારા મસ્જિદ જુની હતી, જે નીચેના ભાગમાં હતી, પાછળથી તેનું નવીનીકરણ કરવામાં આવ્યું, અને તેને નીચેથી ઉપર લઇ જવામાં આવી. આ નવીનીકરણના ઉદ્‌ઘાટનમાં હઝરત મોલાના શૈખુલ ઇસ્લામ હુસૈન અહમદ મદની રહ. આવ્યા હતા. હયારે તેમને આ મસ્જિદ વિશે બતાવવામાં આવ્યું તો તેઓએ નમાઝ ઉપરની જગ્યાએ નહી પણ નીચેની જુની મસ્જિદની જગ્યામાં પઢાવી, અને નવીનીકરણ પ્રત્યે નારાજગી વ્યકત કરી હતી.

જયારે મીનારા મસ્જિદની વાત નીકળી છે તો સાથે એક વાત જાણી લેવી જોઇએ કે આ મસ્જિદ જયારે નીચેના ભાગમાં હતી, ત્યારે ટ્રાફિક વધવાની સમસ્યાના કારણે તેનું નવીનીકરણ કરીને ઉપરના ભાગમાં લઇ જવામાં આવી, તેના ઉપર ઘણા પ્રશ્નો ઉપસ્થિત થયા, ત્યારે દારૂલ ઉલૂમ દેવબંદના મોહતમિમ કારી તૈયબ સાહબ પણ આવ્યા હતા, ત્યારે તેમણે પણ એવુંજ કહયું હતું કે તમે લોકોએ મસ્જિદના ભાગને ઉપર લઇ જઇ યોગ્ય કામ કર્યું નથી.

## મુર્શિદી હઝરત મુફતી મહમૂદ હસન ગંગોહી રહ.નું બારડોલીમાં આગમન અને મીનારા મસ્જિદનો ફેસ્લો

તે સમયે બારડોલીના જવાબદાર વ્યકિતઓએ મારા પીરો મુર્શિદ હઝરત મુફતી મહમૂદ હસન ગંગોહી રહ. જેઓ તે સમયે દારૂલ ઉલૂમ દેવબંદના સદર મુફતી હતા, તેઓને આમંત્રણ આપ્યું, તેઓ લગભગ એક અઠવાડીયા સુધી સુલૈમાન ભાઇ આબોવતનું જુનું મકાન એટલે કે હારિસ ભાઇ આબોવતનું જુનું મકાન જે સ્ટેશન રોડ કંટ્રોલના બાજુમાં છે તેના ઉપરના ભાગમાં રહયા હતા. અને સાથે સાથે ગુજરાતના ઘણા મુફતિયાને કિરામને આમંત્રણ આપવામાં આવ્યું. ત્યાર પછી હઝરતે વિગતવાર વાત સાંભળીને ફેસ્લો લખાવ્યો હતો.

આ ફેસ્લામાં હઝરતે ફરમાવ્યું કે, જમાઅત ખાનાના નીચેના ભાગમાં જે હોઝ છે તેને તરતજ બંધ કરી દેવામાં આવે અને નીચેના ભાગનું જમાઅત ખાનું પણ બંધ કરી દેવામાં આવે, અને દર રોજ એક બે નમાઝો ઉપર અને બાકીની નમાઝો નીચે પઢવામાં આવે. આવી રીતે ફેસ્લો કરવામાં આવ્યો હતો. ફેસ્લાના ઘણા સમય પછી નીચે વાળો આખો ભાગ બંધ કરી દેવામાં આવ્યો, પરંતુ નમાઝ તો ઉપરના ભાગમાંજ પઢવામાં આવે છે, અને આ ફેસ્લા પર પૂરેપૂરો અમલ ન થયો.

## મીનારા મસ્જિદના ફેસ્લાનું વિગતવાર વર્ણન હઝરતના પત્રોની રોશનીમાં

મજકૂર ફેસ્લાનું વર્ણન હઝરત મુફતી મહમૂદ હસન ગંગોહી

રહ.ના પત્રોમાંથી અક્ષરશઃ ગુજરાતી અનુવાદમાં રજુ કરવામાં આવે છે.

કસ્બા બારડોલીમાં આવેલ એક વ્હોરવાડ નામી મહોલ્લાની મીનારા મસ્જિદનો પ્રશ્ન તેના નવા બાંધકામમાં કેટલાક ફેરફારોને લઇ ખુદ ગામના રહેવાસીઓ વચ્ચે ઝગડાનું નિમિત્ત બની ગયો હતો. અને ઝગડો ખત્મ થતો ન હતો. મુકામી મોટેરાઓની હઝરત મોહતમિમ સાહબ (જામિઅહ ડાભેલના મોહતમિમ હઝરત મોલાના મુહમ્મદ સઈદ બુઝુર્ગ રહ.) અને જામિઅહના તે સમયના સદર મુફતી હઝરત મુફતી ઈસ્માઇલ કછોલ્વી દા.બ.થી પ્રબળ માંગ હતી કે હઝરત (મુફતી મહમૂદ હસન ગંગોહી રહ.)ને આ કંકાશની સુલહ-સફાઇ માટે હમારા વતિ આમંત્રણ આપવામાં આવે. અને આ અનુસંધાનમાં હઝરતનો બારડોલીનો સફર થયો હતો, હઝરત રહ.એ મજકૂર મસ્જિદને પ્રત્યક્ષ નિહાળી અને તેના વિશે પુછવામાં આવેલ પ્રશ્નોના જવાબો દેવબંદ જઈને આપ્યા.

પ્રશ્નોત્તરી નીચે મુજબ છે.

## મસ્જિદના નીચે અને ઉપરના ભાગે જમાઅત-સફબંદી એ'તેકાફ વિગેરેના શરઇ હુકમોને આવરી લેતો ફેસ્લો

બિસ્મિહી તઆલા!

૧૬/ રબીઉસ્સાની ૧૩૯૬ હિજરીના રોજ બારડોલી જઈને મીનારા મસ્જિદનું અવલોકન કર્યું, બન્ને પક્ષોના બયાનો નોંધી નીચે મુજબની વાતો સામે આવી.

(૧) આ મસ્જિદ લગભગ ૨૫ વર્ષ જુની હોય, જુની મસ્જિદમાં તંગીના કારણે તેનું નવીનીકરણ કરવામાં આવ્યું.

(૨) આ મસ્જિદનું બાંધકામ બે માળનુ કરવામાં આવ્યું.

(૩) જુની મસ્જિદના કિબ્લા તરફની દિવાલમાં જે આગલી મસ્જિદનું મેહરાબ હતું તેને તોડી પાડવામાં આવ્યું. જેનો ભાગ મસ્જિદના પાછળના સડક તરફના ભાગમાં આજે પણ મૌજૂદ છે.

(૪) નીચેના જમીની ભાગમાં મિમ્બર બનાવવામાં આવ્યો નથી.

(૫) દક્ષિણ બાજુએ મસ્જિદની હદમાં એક રૂમ બનાવવામાં આવ્યો, જેના ઉપર મીનારો બનાવ્યો, એટલે કે આ ભાગને મસ્જિદથી અલગ કરી નાંખવામાં આવ્યો.

(૬) ઉપરના માળે જવા માટે સીડી મસ્જિદના અંદરનાજ ભાગમાંજ બનાવવામાં આવી, અને તેના વળાંક પર સીડીના નીચે ઓરડી બનાવવામાં આવી, આ ભાગ પણ મસ્જિદથી અલગ થઇ ગયો.

(૭) વધુ પડતા સ્તંભો (બીમ-કોલમો)ના બાંધકામના કારણે સફોમાં એક રૂપતા અને સમાનતા ન રહી.

(૮) છત અને ચોકના વચ્ચેની કેટલિક જગ્યા પર પાણીના માટલા તેમજ અન્ય વસ્તુઓ મુકવા માટે જગ્યા છોડવામાં આવેલી છે.

(૯) ઉપરનો માળ એવી રીતે બનાવવામાં આવ્યો છે કે દક્ષિણ તરફ ગેલેરી રૂપે અમુક ભાગ મસ્જિદથી બહાર નિકળતો હોય તેવુ લાગે છે, જો કે તે જુની મસ્જિદના અંદરનો ભાગ છે.

(૧૦) કિબ્લા તરફ પણ અમુક જગ્યા છોડી દેવામાં આવી છે, જે મસ્જિદથી બહાર હોય તેવુ લાગે છે જોકે આ પણ જુની મસ્જિદના અંદરનો ભાગ છે.

(૧૧) મસ્જિદના નીચેના ભાગમાં હોઝ છે કે જે મસ્જિદનો આંતરિક ભાગ છે.

(૧૨) છત જયાં પુર્ણ થાય છે ત્યાં સહેનમાં આવવા માટે પાંચ દરવાજા બનાવવામાં આવ્યા છે, વચ્ચેના મોટા દરવાજાનો અડધો ભાગ અને તેની દક્ષિણ તરફ બે દરવાજા પણ મસ્જિદનો એક ભાગ છે. તેનાથી થોડા આગળ જુની મસ્જિદનો સહેન છે, અને વચ્ચેના મોટા દરવાજાનો અડધો ભાગ અને તેની ઉત્તર બાજુ બે દરવાજા મસ્જિદથી બહાર આવેલા છે.

(૧૩) તે બીજો ઉત્તરીય દરવાજાઓથી છતના ઉપર માત્ર હોઝ પર વુઝૂનું કામ લેવામાં આવે છે, અને ઉપરના ભાગની સામે સહેન છે જે મસ્જિદની બહાર છે, ત્યાં નમાઝ પઢવામાં આવતી નથી, પરંતુ ઇફતારી માટે તેનો ઉપયોગ કરવામાં આવે છે.

(૧૪) સડક પરથી મસ્જિદમાં આવવા માટેનો મુખ્ય દરવાજો એ રીતે બનાવવામાં આવ્યો છે કે તેના ઉપર અને નીચેનો ભાગ મસ્જિદથી બહાર છે.

(૧૫) આ મસ્જિદ સડકની ખુબજ નજીક આવેલી હોય ગાડીઓના અવર જવરને કારણે શોર બકોર રહે છે, શાંતી રહેતી નથી.

(૧૬) વીજળી ન હોય તે સમયે નીચેના ભાગમાં ગરમી વધારે થાય છે, બારી બારણાઓ હોવા છતાં હવાની ઓછપ

અનુભવાય છે.

(૧૭) મસ્જિદની છતને તેની ઉંચાઇ પ્રમાણે બનાવવામાં આવી નથી.

(૧૮) ઘણાખરા નમાઝીઓની ઇચ્છા હોય છે કે નમાઝ ઉપરના ભાગમાં થાય અને મોટા ભાગે આવું થતું પણ હોય છે.

(૧૯) અમુક લોકોનું કહેવું છે કે જમાઅત સાથે નમાઝ નીચેના ભાગમાં પઢવામાં આવે, કારણકે મસ્જિદની છત પર ચઢવું મકરૂહ છે અને ત્યાં નમાઝ પણ મકરૂહ થશે, હાં જો નમાઝી વધારે હોય અને નીચેના ભાગે જગ્યા ન રહે તો બાકીના લોકો ઉપરના ભાગમાં જઇને નમાઝ અદા કરે તો તેમાં કરાહત નથી.

(૨૦) અને અમુક લોકોનું એવું પણ કહેવું છે કે જો ઇમામ ઉપરના ભાગમાં નમાઝ પઢાવે અને અમુક મુકતદી નીચેના ભાગમાં નમાઝ પઢે તો આ નમાઝ પઢવી (ઇકતિદા કરવી) દુરૂસ્ત નથી.

## ઉપરોકત વર્ણવેલ વાતોને નઝર સમક્ષ રાખતા નીચે જણાવ્યા પ્રમાણે સુધારા વધારા કરી લેવામાં આવે

(૧) નીચેના ભાગમાં મિમ્બર અને મેહરાબ બનાવવામાં આવે.

(૨) દક્ષિણ બાજુએ જે રૂમ મસ્જિદની હદમાં બનાવવામાં આવ્યો છે -જેના ઉપર મીનારો છે- તેમાં એક દરવાજો એ રીતે ખોલવામાં આવે કે સફમાં ઉભો રહેનાર નમાઝી ત્યાં ઉભો રહી જમાઅતમાં જોડાઇ શકે. જરૂરત અનુસાર ત્યાં સુન્નત પણ પઢવામાં આવે અને સાથે સાથે રમઝાનમાં એ'તેકાફ પણ કરવામાં આવે,

જેના કારણે તેનું નામ મુઅતકફ થઇ જાય.

(૩) હોઝને તોડી પાડવામાં આવે, અને છત નીચેનો પૂરેપૂરો ભાગ મસ્જિદ ગણી લેવામાં આવે.

(૪) બીમ કોલમ તોડી પાડવાથી બાંધકામને નુકસાન થાય તેવુ છે, તેથી તેને બાકી રાખવામાં આવે.

(૫) સફબંદી વેળા જો બીમ કોલમ આડે આવતા હોય તો નમાઝ ન તો ફાસિદ થાય છે ન તો મકરૂહ. (જેમકે 'મબ્સૂત' નામી કિતાબમાં લખ્યુ છે.)

(૬) સીડીના નીચે જે ઓરડી બનાવવામાં આવી છે તેને તોડી પાડવામાં આવે, વળાંકની કોઇ જરૂરતજ નથી, સામે જગ્યા વધુ હોવાને કારણે સીડીને સીધી કરી દેવામાં આવે, નીચેથી ઉપર સુધી સીડીનો અમુક ભાગ મસ્જિદની બહાર તો અમુક મસ્જિદની અંદર છે તો તેના ઉપર કોઇ નિશાની કરી દેવામાં આવે. અથવા અલગ અલગ રંગ કરવામાં આવે. જેથી લોકોને જાણ થઇ જાય અને એ'તેકાફ કરનારાઓ ઉપર જવામાં અને નીચે આવવામાં ફરક કરી શકે.

(૭) છત અને સહેન વચ્ચેનો અમુક ભાગ પાણીના માટલા મુકવા માટે મસ્જિદથી બહાર ગણવામાં આવ્યો છે તેને પણ મસ્જિદના ભાગ તરીકેજ ગણવામાં આવે.

(૮) મસ્જિદના સહેનને લગોલગ જે ભાગ ઇફતારી વિગેરે માટે ખાલી છોડી દેવામાં આવ્યો છે જયાં જમાઅત થતી નથી તેને પણ મસ્જિદમાં શામિલ કરી દેવામાં આવે.

(૯) જયાં સહેન પુરૂ થાય છે ત્યાં પુર્વ દિશામાં મસ્જિદનું

મકાન છે, ત્યાં હોઝ બનાવવામાં આવે, અને ત્યાં પાણીના માટલા મુકવા માટે એક જગ્યા નક્કી કરવામાં આવે, અને ત્યાંજ ઇફતારી માટે જગ્યાની વ્યવસ્થા થઇ જશે.

(૧૦) સડક પરથી મસ્જિદમાં આવવાનો મુખ્ય દરવાજો છે તેને બંધ કરી દેવામાં આવે. અને તેની સામેના ઉપર નીચેના ભાગને મસ્જિદમાં શામિલ કરી દેવામાં આવે. મુખ્ય દરવાજાની જોડે દક્ષિણ દિશામાં જે જગ્યા ખાલી છે ત્યાં મુખ્ય દરવાજો બનાવી લેવામાં આવે અને તેની સામેની જગ્યાને મસ્જિદથી બહાર ગણવામાં આવે, જેથી બયતુલ ખલા વિગેરે જરૂરત ટાણે મસ્જિદમાંથી પસાર થવાનો પ્રશ્ન ન રહે.

(૧૧) મસ્જિદના ઉપરના માળે દક્ષિણ તરફ અને કિબ્લા તરફ ગેલેરી રૂપે જે ભાગ મસ્જિદની બહાર માલમ પડે છે ત્યાં એવું લખાણ કરવામાં આવે કે આ મસ્જિદનો ભાગ છે, સફોની વચ્ચે જોડ રહે તે હેતુસર દક્ષિણ બાજુએ પણ જમાઅતના સમયે નમાઝીઓએ ઉભા રહેવું.

(૧૨) ઉત્તર દિશામાં મુખ્ય દરવાજાની સામે જે ઉપરનો ભાગ છે ત્યાં પણ એવુ લખવામાં આવે કે આ મસ્જિદનો ભાગ છે અને ત્યાં પણ જમાઅતના સમયે નમાઝીઓએ ઉભા રહેવું.

(૧૩) ઉત્તર દિશામાં મુખ્ય દરવાજાની સામે નીચેના ભાગને મસ્જિદની હદમાં શામિલ કરવા માટે મસ્જિદના દરવાજાને એવી રીતે ખોલી નાખવામાં આવે કે જેથી સફો ત્યાં સુધી લંબાવી શકાય.

(૧૪) નીચેના ભાગમાં પણ જમાઅત કરવામાં આવે અને જો આ ભાગ ભરાય જાય તો ઉપરના ભાગમાં પણ નમાઝ પઢી શકે છે.

(૧૫) ઉપરના ભાગમાં પણ જમાઅત કરી શકાય છે. મસ્જિદની છત ઉપર ચઢવું મકરૂહ છે. (ફતાવા આલમગીરી) પરંતુ અહિયાં એવુ નથી, કારણ કે ઉપર અને નીચેના બન્ને ભાગને નમાઝ માટેજ બનાવવામાં આવ્યા છે, અને તેથીજ મેહરાબ અને મિમ્બર બનાવવામાં આવેલ છે, જે કાયદેસર મસ્જિદની શાન છે. જેથી ઉપરના માળને મસ્જિદની છત કહેવાશે નહીં, બલ્કે મસ્જિદની છત -જયાં ચઢવુ મકરૂહ છે- તે બીજા માળ ઉપરની છત છે, જેથી ઉપરના માળે નમાઝ પઢવું, ખુત્બો આપવો, જમાઅત કરવું, દરેક કાર્યો વગર કરાહતે દુરૂસ્ત છે.

(૧૬) જયારે ઉપરના માળે જમાઅતથી નમાઝ અદા કરવામાં આવી રહી હોય અને તે ભાગ નમાઝીઓથી ભરચક થઇ જવાને લઇ અન્ય નમાઝીઓ નીચેના ભાગમાં નમાઝ અદા કરે તો તે સૂરત પણ જાઇઝ છે. તેમાં કોઇ કરાહત નથી.

ઇમામનું એકલા ઉંચાઇએ ઉભા રહી ઇમામત કરવું મકરૂહ છે. પરંતુ જો તેની સાથે અન્ય મુસલ્લિઓ પણ ઉભા રહે તો મકરૂહ નથી. ન તો ઇમામ માટે ન તો મુકતદી માટે. (મરાકિલ ફલાહ)

એજ રીતે ફુકહાએ 'બાબુસ્સલાત ફિલ કા'બા'ના શિર્ષક હેઠળ આ પ્રકારના મસાઇલોની છણાવટ કરી છે.

'બહર'માં છે કે જયારે કા'બા શરીફમાં ઇમામની સાથે મુકતદી પણ હોય તો કા'બાની બહાર હરમે પાકના સહેનમાં ઇમામથી નીચી જગ્યાએ ઉભા રહેનારા મુકતદીઓની નમાઝમાં કોઇ કરાહત રહેતી નથી. ફકત. અલ્લાહ પાક વધુ જાણનાર છે.

(અહકર મહમૂદ ગુફિર લહૂ)

## દારૂલ ઉલૂમ દેવબંદના કારીઓના ઉસ્તાદ કારી હિફઝુર્રહમાન સાહબની બારડોલીમાં ઇમામત

કારી અબ્દુર્રહમાન સાહબ મક્કી રહ. જયારે ભારતથી હજ કરવા માટે ગયા, ત્યારે કારીઓના ઉસ્તાદ કારી હિફઝુર્રહમાન સાહબ પ્રતાપગઢી પોતાના ઉસ્તાદ કારી અબ્દુર્રહમાન રહ. મક્કીને વિદાય આપવા માટે મુંબઇ સુધી આવ્યા. મર્હુમ કારી સુલૈમાન ઇસરોલિયા પણ સાથે હતા, કારી અબ્દુર્રહમાન મક્કી સાહબે કારી હિફઝુર્રહમાનને જેઓ નાની વયના હોવાને કારણે કારી સુલૈમાન સાહબને સોંપ્યા અને કહયું કે સુલૈમાન! હિફઝુર્રહમાનને તમને સોપું છું, હું આવું ત્યાં સુધી તેને તમારા ગામ બારડોલીમાં રાખો.

જેથી કારી હિફઝુર્રહમાન સાહબ છ મહિના સુધી બારડોલીમાં રહયા, અને પ્રખ્યાત મીનારા મસ્જિદમાં ઇમામત કરાવી.

આ વાત મેં મારા મર્હુમ પિતા કારી સુલૈમાન સાહબ રહ.થી સાંભળી હતી અને મારા ઉસ્તાદ કારી અહમદુલ્લાહ સાહબ ભાગલપૂરીએ પણ તેને માન્યતા આપી છે.

## બારડોલીમાં સરદાર વલ્લભ ભાઇ પટેલની અંગ્રેજો વિરોધી ચળવળ અને મુફતી અતીકુર્રહમાન સાહબ ઉસ્માની રહ.નો ઐતિહાસિક ફતવો

ઇ.સ. ૧૯૨૮માં વલ્લભ ભાઇ પટેલે 'કરમસદ'થી આવીને બારડોલીમાં એક ચળવળનો આરંભ કર્યો, જેમાં અંગ્રેજો તરફથી

ખેડૂતો પર લાગેલા કરવેરાનો વિરોધ કર્યો હતો.

આ સમયમાં અંગ્રેજો વિરૂધ્ધ જામિઅહ ડાભેલમાંથી મુફતી અતીકુર્રહમાન સાહબ રહ.એ એક ફતવો આપ્યો હતો, જેથી અંગ્રેજોમાં અફરા તફરી મચી ગઇ હતી. મુફતી અતીકુર્રહમાન સાહબ રહ. પોતાના શબ્દોમાં આ વાતનું વર્ણન કંઇક આ રીતે કરે છે:

મિલ્કતોની જપ્તી અને નીલામીના આ ડરાવણા સમયે ગામના મુખીએ જે પટેલ કહેવાય છે, મને એક ફતવો પુછયો, જેમાં પુછવામાં આવ્યુ હતુ કેઃ 'અણધાર્યા કરવેરાના કારણે નીલામી થતી મિલ્કતોની ખરીદી કરવી ઇસ્લામી શરીઅતના કાયદાની નજરમાં કેવું છે?

મેં તેના જવાબમાં લખ્યું કે, જપ્ત થયેલી મિલ્કતોની ખરીદી કરવી જુલમ છે, અને જાલિમોની મદદ કરવા બરાબર છે. આવી મિલ્કતોને ખરીદવી અને તેની બોલી બોલવી હરામ છે.

આ ફતવો આપતાજ પૂરા ગુજરાતમાં હલચલ મચી ગઇ. પાંચ સો (૫૦૦) ઉલમાનો ૧૯૨૦નો ફતવો અને મારો આ ફતવો 'મુસ્લિમ ગુજરાત પ્રેસે' છાપીને લાખોની સંખ્યામાં વહેંચ્યા. અને આ ફતવાના કારણે ત્યાંના મુસ્લિમ પત્રકારની ધરપકડ થઇ. (મુફતી અતીકુર્રહમાન ઉસ્માનીઃ પેજ નં.૩૪૮)

નોંધઃ તે સમયની કોંગ્રેસ પાર્ટીએ આ ફતવો ગુજરાતી ભાષામાં છાપ્યો હતો. તેનું ઉર્દુ ભાષાંતર 'ઇજલાસે સદ સાલા' જામિઅહ ડાભેલના પેજ નંબર ૧૫૮ પર છે. ત્યાંથી અહીંયા ફરી ગુજરાતીમાં લખવામાં આવે છે.

## અંગ્રેજોના જુલમ વિરૂધ્ધ હિંમત ભર્યુ પગલુઃ- એક ઐતિહાસિક ફતવો

સરકાર તરફથી હરાજી કરવામાં આવેલ મિલ્કતોની ખરીદી ઝાલિમોને ખુલ્લેઆમ ટેકો આપવા બરાબર છે.

સવાલઃ- નીચે આપેલા પ્રશ્ન વિશે ઉલમાએ દીનનું મંતવ્ય શું છે?

ભારતની ઝાલિમ અંગ્રેજ સરકાર વિરૂધ્ધ જે જંગ ચાલી રહી છે તેના ક્રાંતિકારીઓનું કહેવું છે કે આ અત્યાચારી સરકારના પંજામાંથી દેશને આઝાદ કરાવવા માટેની એક રીત એ છે કે જમીનોનું મહેસુલ ભરવામાં ન આવે, આ વાતનું અનુકરણ કરવા માટે બધા લોકો તૈયાર થઇ ગયા છે અને કર ભરવાથી ઇન્કાર કરી રહયા છે, આથી અત્યાચારી સરકારે એવી રીત અપનાવી છે કે લોકોની મિલ્કતોને જપ્ત કરવામાં આવે. અને પછી ખૂબ ઓછા ભાવે તેને નીલામ કરી દેવામાં આવે. દા.ત. ૧૦૦ રૂપિયાની વસ્તુને પાંચ, દસ રૂપિયામાં વેચી દેવામાં આવે. જેનાથી મઝલૂમોની હાલત કફોડી થાય અને ઝાલિમોને મદદ મળતી હોય તો શું આવી મિલ્કત ખરીદવી જાઇઝ છે?

જવાબઃ- સરકારે પોતાના અત્યાચારી કાનુનને વધુ વેગ આપવા માટે અને નિઃસહાય પ્રજાને બરબાદ કરવા માટે જે મિલ્કતો પર જુલમથી કબ્જો કર્યો છે, તેની ખરીદી કોઇ પણ વ્યકિત માટે જાઇઝ નથી. આ પગલા (ખરીદી) ઝુલમ, જબરદસ્તીમાં સાથ આપવા બરાબર છે. આવા જુલમમાં સાથ આપવાનો કુર્આનમાં

ઈન્કાર કરવામાં આવ્યો છે.

એક મુસ્લિમ માટે એનાથી વધુ ખરાબ શું હોઈ શકે કે અત્યાચારી સરકારના અત્યાચારને વધુ મજબૂત કરે અને એક ભાઈ અને પડોસીને બરબાદ કરે.

બધાજ ગૈરતમંદ મુસ્લિમોથી અરજ છે કે આ હરાજીમાં ભાગ લેવો નહીં, અને બોલી લગાવવી તથા ખરીદી કરવાથી દૂર રહે અને પોતાની ઈમાની તાકાતથી સાબિત કરે કે ઈસ્લામની પવિત્ર તાલીમ આવી વાતોની પરવાનગી આપતી નથી. ફકત અલ્લાહ પાકજ વધુ જાણકાર છે.

**અતીકુર્રહમાન ઉસ્માની દેવબંદી**
**મદ્રસા ઈસ્લામિયહ ડાભેલ**

નોંધઃ- (૧) વલ્લભ ભાઈ પટેલની આ ચળવળને બારડોલી અને તેની આજુ બાજુના વિસ્તારોમાં 'નાકર'ની ચળવળથી યાદ કરવામાં આવે છે.

(૨) જામિઅહ ડાભેલના આ ફતવા પર બારડોલીના મુસલમાનોએ ખૂબ અમલ કર્યો અને એક પણ મુસલમાને આવી હરાજીમાં કોઈ પણ પ્રકારનો ભાગ લિધો નહીં.

## બારડોલીના લોકોનો જામિઅહ ડાભેલથી જુનો સંબંધ

મારા ઈલ્મી વતન જામિઅહ ડાભેલ સાથે બારડોલીના લોકોનો ગાઢ સંબંધ રહયો છે. પ્રાચીન સમયથીજ જામિઅહ ડાભેલના બુઝુર્ગો બારડોલીમાં આવતા જતા રહયા છે. અનાજ અને રોકડ રકમથી જામિઅહની મદદ કરવાને બારડોલીના લોકો પોતાનું

સદ્‌ભાગ્ય માને છે. બારડોલીના મોટા મદ્રસાની તાલીમી દેખરેખ પણ જામિઅહ ડાભેલના નેજા હેઠળ ચાલે છે.

મારા મહેરબાન મોલાના મુહમ્મદ બાઠા સાહબે એક વાત સંભળાવી હતી, જે મેં (મુફતી મહમૂદ બારડોલી સા.) દારૂલ ઉલૂમ ડાભેલના ઇતિહાસકાર મુફતી અબ્દુલ કય્યુમ રાજકોટીને સંભળાવી હતી જે તેમણે અત્યારે છપાવેલુ પુસ્તક ''ફતાવા જામિઅહ''માં લખી છે, તેમાંથી હું અહી રજુ કરૂં છું.

## જમીન વિશે શરઇ ફેસ્લો જેનો સ્વીકાર હાઇકોર્ટે પણ કર્યો

**રજુકર્તાઃ મોલાના મુહમ્મદ બાઠા સાહબ કાસ્મી બારડોલી**

શાગિર્દ હઝરત મોલાના હુસૈન અહમદ મદની રહ.

નોંધઃ આ વાતને નકલ કરનાર મર્હુમ લાંબા સમય સુધી લંડનમાં 'મજલિસે ખત્મે નબુવ્વત' સાથે જોડાયેલા હતા, જેના કારણે તેમના ઘરની એક અલગ ઓળખ છતી થઇ હતી. કલેપ્ટન (લંડન) મસ્જિદની લાઇનમાં તેમનું મકાન છે, લંડનમાં બધા મકાનો એક જેવા લાગે છે, પરંતુ તેમના મકાન આગળ આ આયત લખેલી છેઃ

مَا كَانَ مُحَمَّدٌ اَبَآ اَحَدٍ مِّنْ رِّجَالِكُمْ وَلٰكِنْ رَّسُوْلَ اللّٰهِ وَخَاتَمَ النَّبِيّٖنَ ؕ وَكَانَ اللّٰهُ بِكُلِّ شَيْءٍ عَلِيْمًا ۟ (الأحزاب)

તર્જુમોઃ હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ તમારા મર્દોમાંથી કોઇના બાપ નથી, પરંતુ અલ્લાહના રસૂલ છે, અને નબીઓમાં અંતિમ નબી છે, અને અલ્લાહ બધી વસ્તુઓનો

જાણકાર છે.

જયારે જામિઅહ ડાભેલમાં 'શો'બએ તહફફુઝે શરીઅત'ની શરૂઆત થઇ, ત્યારે તેમના દ્વારા 'ખત્મે નબુવ્વત' અને 'રદ્દે કાદિયાનિયત' વિશે કેટલીક કિતાબો જામિઅહના આ વિભાગને મળી. (જઝાહુમુલ્લાહુ ખયરલ જઝા)

મર્હુમ જયારે પુસ્તક આપતા ત્યારે એક વાત કહેતા 'હું ન જોયેલ દુનિયાની તૈયારી કરી રહયો છું.'

'લાલા-વ-ગુલ' નામના પુસ્તકમાં હઝરત મોલાના અનઝર શાહ કશ્મીરી રહ.એ મોલાના બાઠા સાહબનો પોતાના ઉસ્તાદ હઝરત મદની રહ.થી પ્રેમ ભર્યા વર્તનનો એક નમુનો રજુ કર્યો છે, જે વાંચવા લાયક છે.

## વાસ્તવિક વાત

એક વાર સુરતમાં જમીઅતે ઉલમાએ હિંદનું શૈક્ષણિક સંમેલન થયું હતું, જેના અનુસંધાને અમુક ઉલમાએ કિરામની સાથે લાજપુરમાં હઝરત મોલાના મરગૂબ અહમદ રહ. (મુફતીએ આ'ઝમ રંગુન)ની સેવામાં હાજરી આપી. દરેકનો પરિચય થયો, જયારે મારો નંબર આવ્યો તો મેં કહયું હું મુહમ્મદ બાઠા બારડોલીનો રહેવાસી છું, તેના પર મોલાનાએ કહયું કે, અમારી પાસે બાઠા કુટુંબનો એક ઝગડો આવ્યો હતો, જેના વિશે વિસ્તૃત જણાવ્યું.

બારડોલીમાં બાઠા કુટુંબના અમુક યતીમોની જમીન પર કુટુંબના અમુક સભ્યોએ ખોટી રીતે કબ્જો કર્યો હતો. ત્યાં

મુખીઓએ યતીમોને હક અપાવવા માટે કેસ દાખલ કર્યો, ગાયકવાડનો યુગ હતો. કેસ વડોદરાની કોર્ટમાં ચાલતો હતો. બન્ને પક્ષો વડોદરામાં અવર જવર કરતા રહયા, અંતે ન્યાયધિશે કહયું કે તમે લોકો તમારી શરીઅત અનુસાર ફેસ્લો કરાવો અને એ ફેસ્લાને અહીં રજુ કરો.

જામિઅહના તે સમયના મોહતમિમ હઝરત મોલાના અહમદ બુઝુર્ગ સાહબે બન્ને પક્ષોને મશવેરો આપ્યો કે હઝરત શાહ સાહબ 'અલ્લામા કશ્મીરી રહ.'નો કાફલો અહીંયા છે તો તમે કોર્ટના ચક્કર કાપવા કરતા તેમના પાસેથી શરઇ ફેસ્લો કરાવી લો, બન્ને પક્ષો આ વાત પર રાજી થઇ ગયા. અને હઝરત શાહ સાહબ રહ.ની સેવામાં પહોંચીને શરઇ ફેસ્લો માંગ્યો, હઝરત શાહ સાહબે કહયું:

હું તો ઘરડો થઇ ગયો છું, આ અમારા માણસો (અલ્લામા શબ્બીર અહમદ ઉસ્માની, મોલાના હિફઝુર્રહમાન સિયોહારવી, મુફતી અતીકુર્રહમાન ઉસ્માની રહ.) તેઓ જે ફેસ્લો આપે હું તેના ઉપર સહી કરી આપીશ.

ફેસ્લા માટે એક કમીટી બનાવવામાં આવી, જેમાં નીચે મુજબના ઉલમાએ કિરામ હતા.

(૧) અલ્લામા શબ્બીર અહમદ ઉસ્માની સાહબ રહ.

(૨) મુજાહિદે મિલ્લત મોલાના હિફઝુર્રહમાન સિયોહારવી સાહબ રહ.

(૩) મુફતી અતીકુર્રહમાન ઉસ્માની સાહબ રહ.

(૪) મુફતી મરગૂબ અહમદ લાજપૂરી સાહબ રહ. (મુફતીએ આ'ઝમ બર્મા)

(૫) મુફતી અહમદ બુઝુર્ગ સાહબ રહ. (મોહતમિમ જામિઅહ ડાભેલ અને મુફતીએ આ'ઝમ બર્મા)
(૬) જનાબ ઈબ્રાહીમ પટેલ સાહબ બારડોલી

આ કમીટીએ સ્થળ પર જઇને બન્ને પક્ષોની વાત લખાણ સ્વરૂપે નોંધી લીધી. આજ લખાણના અનુસંધાને મુજાહિદે મિલ્લત મોલાના હિફઝુર્રહમાન સિયોહારવી રહ.એ ઉર્દુમાં ફેસ્લો લખ્યો, જેના પર ઉપરોકત તમામ સભ્યો સહિત અલ્લામા અનવર શાહ સાહબે પણ સહી કરી.

ફેસ્લાનો ખુલાસો કંઇક આ રીતે હતોઃ

અમે બન્ને પક્ષોની વાત સાંભળી જેનાથી એ સાબિત થાય છે કે આ જમીન યતીમ બાળકોની છે.

જોકે આ ફેસ્લો ઉર્દુ ભાષામાં હતો જેનો ગુજરાતી અનુવાદ 'મુફતી અહમદ બુઝુર્ગ સાહબ રહ.'એ વડોદરા ગાયકવાડ સ્ટેટ હાઈકોર્ટમાં એવુ કહીને રજુ કર્યો કે આજ સાચો ફેસ્લો છે, અને આ તેનુ ભાષાંતર છે, ફેસ્લાને હાઇકોર્ટે સ્વીકાર કર્યો, જયારે આ ફેસ્લાને જજે જોયો તો તેઓ ચકિત થઇ ગયા, તેમના શબ્દો આ હતાઃ

આનાથી ઉત્તમ ફેસ્લો હું આપી શકતો નથી, તેના ઉપર હું મારો ફેસ્લો આપુ છું.

## બારડોલી સિવાય અન્ય ગામોના ઉલમાએ કિરામ કે જેઓએ બારડોલીમાં દીની સેવાઓ આપી

(૧) મોલાના ટોન્કી સાહબ
(૨) કારી બંદે ઇલાહી સાહબ

(૩) મોલાના ઉમર ખાન પઠાણ (વ્યારા) સિદ્દીક ભાઇના પિતા
(૪) મોલાના ગુલામ મુહમ્મદ દેસાઇ સાહબ તડકેશ્વરી (હઝરત મોલાના શૈખ ઝકરિયા સાહબના ખલીફા, જેમનુ મૃત્યુ બારડોલીમાં થયુ હતું.)
(૫) મોલાના દાઉદ સાહબ સારોદી
(૬) મોલાના યૂસુફ દેસાઇ તડકેશ્વરી
(૭) મોલાના મૂસા દેસાઇ તડકેશ્વરી

## બારડોલીના અમુક જુના ઉલમાએ કિરામ

(૧) મોલાના સાલેહ હાફેઝજી સાહબ (અશરફ ભાઇ વ્યારા વાળાના દાદા, હઝરત મુફતી મરગૂબ લાજપૂરીના મિત્ર)
(૨) હાફિઝ અહમદ મૂસાજી લુણત (શબ્બીર ભાઇ લુણતના દાદા)
(૩) મોલાના અહમદ મૂસા પાંડોર
(૪) મોલાના અબ્દુલ હય લુણત (ફારૂક ભાઇ લુણત મર્હુમના પિતા)
(૫) હકીમ અબ્દુલ હય લુણત સાહબ (મારા પિતાના મિત્ર અને મોલ્વી ઝકીના પિતા)
(૬) હાફિઝ અબ્દુલ હય અલી ભાઇ (ઇ.સ. ૧૯૫૨માં સૌ પ્રથમ બારડોલીથી યુ.કે. જનાર)
(૭) મોલ્વી અચ્છા સાહબ (અબ્દુલ હય ઇસ્માઇલ લસણિયા)
(૮) મર્હુમ હાફિઝ મહમૂદ સાહબ (મોલાના અશરફ હાફેઝજીના પિતાજી)
(૯) હાફિઝ મુહમ્મદ કારિયા સાહબ (હાજી બિલાલ મહમૂદ કારિયાના દાદાના મોટા ભાઇ)

(૧૦) મોટા મિયાં સાહબ (નાના મિયાં સાહબ અ. અઝીઝ મુલ્લાના પિતા, રહેવાસી માછીવાડ, બારડોલી)

(૧૧) મોલાના મુહમ્મદ પાંડોર સાહબ કે જેઓ હઝરત શૈખુલ ઇસ્લામ હઝરત મદનીના શાગિર્દ હતા, અને તે સમયમાં દારૂલ ઉલૂમ દેવબંદમાં તિરમિઝી શરીફના પેપરમાં પૂરા માર્કસ લાવ્યા હતા.

(૧૨) હકીમ ઇસ્માઇલ સાહબ (હાજી મુબીનુલ હક્ક હકીમના પિતા)

(૧૩) મોલાના સાલેહ દાઉદ નદવી (મોલાના અહમદ લાડ સાહબના સબકના સાથી)

(૧૪) હાફિઝ ઇબ્રાહીમ બુદી (મોલ્વી ઉવૈસ બુદીના દાદા)



# હઝરત મોલાના સાલેહ હાફેઝજીનો પરિચય

નામઃ- મોલાના સાલેહ યૂસુફ ઇસબજી હાફેઝજી

જન્મઃ- ઇ.સ. ૧૮૭૧

તેમના પ્રાથમિક શિક્ષણ વિશે માહિતી મળી શકી નથી, તેમણે ઉચ્ચ શિક્ષણ કાનપૂર અને દિલ્હીમાં હાસિલ કર્યુ, તેઓની સનદોના જે કાગળો વાંચવા મળ્યા, તેના પર લગાવવામાં આવેલ સિક્કા પરથી એવુ જાણવા મળ્યુ છે કે મદ્રસા હનફિય્યહ દિલ્હીમાં પણ તેમણે શિક્ષણ હાસિલ કર્યુ, અને દારૂલ ઉલૂમ કાનપૂરમાં પણ તેમણે શિક્ષણ મેળવ્યુ છે, તેઓ હાફિઝે કુર્આન હતા.

તેમના ઉસ્તાદે હદીષમાં હઝરત અલ્લામા અબૂ સઇદ સૈયદ પેશાવરી રહ.નું નામ મળે છે, જેઓ કુતુબે આલમ હઝરત મોલાના રશીદ અહમદ ગંગોહી રહ. અને મોલાના અબ્દુલ હય સાહબના શાગિર્દ હતા.

એક સિક્કા પર હિજરી સનઃ ૧૩૧૧ અને બિજા પર હિજરી સનઃ ૧૩૧૨ લખેલ છે.

મદ્રસા ઇમદાદુલ ઉલૂમ કાનપૂરની સનદ પર સનદ આપનારાઓમાં મોલાના અબ્દુર્રઝ્ઝાક આ મદ્રસાના પ્રથમ મુદર્રિસ એવુ લખેલ છે. તેમની સનદોની ઝેરોક્ષ (નકલ) તેમના કુટુંબીજનો પાસે ઉપલબ્ધ છે.

તેમના બે પુત્રોઃ- (૧) અબ્દુલ હમીદ સાલેહ હાફેઝજી
(૨) અબ્દુલ ખાલિક સાલેહ હાફેઝજી

અબ્દુલ હમીદના પુત્ર હાજી અશરફ અબ્દુલ હમીદ હાફેઝજી એક પ્રખ્યાત વ્યકિત છે તેમનુ મેડીકલ સ્ટોર વ્યારા શહેરમાં આવેલુ છે.

મર્હુમ અબ્દુલ ખાલિકના પુત્રોમાં મુહમ્મદ ભાઇ દુકાનવાળા પ્રખ્યાત છે. જેઓ બારડોલી મીનારા મસ્જિદના નજીક રહે છે.

મર્હુમ મોલાના સાલેહ પાસે પુસ્તકોનો બહુ મોટો જથ્થો હતો તેમાંથી અમુક પુસ્તકો મેં જોયા પણ છે. તેમના પુસ્તકોમાંથી બહોળી સંખ્યામાં મદ્રસા મિફતાહુલ ઉલૂમ તરાજમાં વકફ કરવામાં આવ્યા હતા, તેની પહોંચ તેમના વારસદારો પાસે છે. દીનની ખિદમતના હેતુથી બર્મા અને 'મોરેશિયશ'નો સફર કર્યો.

તેમના વિશે બે કિસ્સાઓ બહુ પ્રખ્યાત છેઃ

## (૧) અમાનતદારીની ઘટના

મર્હુમ મોલાના સાલેહ સાહબ પાસે લાકડાની એક બહુ મોટી પેટી હતી, જેમાં નાના નાના અલગ અલગ ખાનાઓ બનેલ હતા, મર્હુમ મોલાના સાલેહ સાહબની અમાનતદારી બહુ પ્રખ્યાત હતી. તે સમયે બેંકો ન હતી, લોકોને પોતાની અમાનતોની ચિંતા બહુ હેરાન કરતી હતી. લોકો પોતાની કીમતી વસ્તુઓ મર્હુમ મોલાના પાસે રાખતા હતા. મોલાના દરેકનું નામ લખી તે વસ્તુને પેટીના અલગ અલગ ખાનામાં મુકી દેતા, અને જયારે કોઇ પોતાની વસ્તુ પાછી લેવા આવતું તો તેજ વસ્તુ પાછી આપતા જે તેણે આપી હતી.

## (૨) તકવાની વાત

એક વખત મર્હુમ મોલાના સાલેહ સાહબ એક કસ્બામાં ગયા, ત્યાં જઇને ખબર પડી કે ત્યાં મુસલમાનો વ્યાજની લેવડ દેવડ કરે છે, ત્યારે મોલાનાએ ત્યાં કોઇના ઘરે ખાવાનું ન ખાધુ, આ તો

ઠીક પાણી પણ ન પીધું. અને તરતજ ત્યાંથી રેલ્વે સ્ટેશન જઇને બેસી ગયા, ટ્રેન આવતાજ ત્યાંથી પાછા ફર્યા. જયારે તે સમયમાં ચોવીસ કલાકમાં માત્ર એક કે બેજ ટ્રેનની અવર જવર હતી.

તેમનો ઇન્તિકાલ બારડોલીમાં થયો, અને બારડોલી મક્કી મસ્જિદની નજીકના કબ્રસ્તાનમાં તેઓને દફન કરેલ છે.

બારડોલી એક પ્રખ્યાત લીડર મર્હુમ ઇબ્રાહીમ ભાઇ પટેલે પોતાના અવસાન સમયે એક વસિય્યત કરી હતી કે, મારી કબર મોલાના સાલેહની કબર પાસે બનાવવામાં આવે. અને આ વાત પણ છે કે નેક લોકોની જોડે કબર હોય તો ફાયદો થાય છે કે અલ્લાહની જે રહમત નેક લોકોની કબર પર ઉતરે છે તેનો ફાયદો આજુ બાજુના લોકોને પણ થાય છે.

મારા જ્ઞાન મુજબ નજીકના ભુતકાળમાં અમારા હાફેઝજી ખાનદાનના સૌથી પહેલા આલિમ મોલાના સાલેહ સાહબ છે, તેમના સાથીઓમાં હઝરત મોલાના મુફતી મરગૂબ લાજપૂરી રહ.નું નામ મળે છે. તેમની સાથે મળીને મોલાના સાલેહ સાહબ રહ.એ એક કેસનો શરઇ ફેસ્લો કર્યો, જેની નકલ મુફતી રશીદ અહમદ લાજપૂરી સાહબ દા.બ. (નાયબ શૈખુલ હદીષ જામિઅતુલ કિરાઅત કફલેતા, સુરત) પાસે છે.



# બારડોલીના કારીઓની ચર્ચા

## બારડોલીની તજવીદો કિરાઅતમાં સેવા

ગુજરાતના ઐતિહાસિક સ્થળોમાંથી સુરત જિલ્લાનું એક પ્રખ્યાત ગામ બારડોલી છે. જે દેશની આઝાદીની લડાઇના સમયમાં વલ્લભ ભાઇ પટેલની આગેવાની હેઠળની ચળવળોમાં ખૂબ પ્રખ્યાત થયું, આજ વસ્તીના કારી અને પ્રખ્યાત બુઝુર્ગોનો ઇતિહાસ આ ભાગમાં રજૂ કરૂં છું.

## (૧) મારા પિતાના સગા મામાઃ
## કારી સુલૈમાન માંકડા ઇસ્રોલિયા, પ્રખ્યાતઃ સુરતી

ઈમામુલ ફન હઝરત કારી અબ્દુર્રહમાન સાહબ મક્કી રહ.ના શાગિર્દે રશીદ હતા. અમારા કુટુંબમાં પ્રખ્યાત નામ 'કારી સાહબ દાદા'.

### વંશવેલો

આપનુ ખરૂ નામ કારી સુલૈમાન બિન ફકીર માકડા છે. બાપ

દાદા બારડોલી નજીક એક ગામ છે જેનું નામ ઇસ્રોલી છે, ત્યાં ખેતીવાડીના અર્થે એક લાંબા સમય સુધી રહયા. આજ કારણે તેઓ ઇસ્રોલિયાના નામે પ્રખ્યાત થયા. આજે પણ બારડોલીમાં તેમનું કુટુંબ આજ નામથી પ્રખ્યાત છે. પાછળથી તેઓ બારડોલીમાં સ્થાયી થઇ ગયા.

## જન્મ અને શિક્ષણ

૧૦મી ફેબ્રુઆરી ૧૮૭૯માં બારડોલીમાં જન્મ થયો. નાઝિરહ અને હિફઝ બારડોલીમાંજ કર્યું, તે સમયે બારડોલીમાં માછીવાડ મહોલ્લામાં 'મુલ્લા' કુટુંબના સભ્યો કુર્આની તા'લીમની સેવા આપતા હતા. તે માટે તેઓને મિયાં સાહબનો લકબ આપવામાં આવતો હતો. તે કુટુંબમાં હાફિઝો અને નેક લોકો હતા. વસ્તીમાં બાળકોને પઢાવવાનું અને મસ્જિદની ઇમામત કરવાનું કામ આજ કુટુંબના લોકો કરતા હતા. કદાચ આજ કુટુંબના કોઇ મોટા બુઝુર્ગથી તેઓએ હિફ્ઝ કર્યું હતું. પાછળથી કોઇ મદ્રસામાં જઇને બીજા ફનનું જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું. જેની માહિતી પ્રાપ્ત થઇ ન શકી, પણ તજવીદો કિરાઅતના જ્ઞાનમાં ઇમામુલ ફન હઝરત કારી અબ્દુર્રહમાન સાહબ મક્કીથી તા'લીમ પ્રાપ્ત કરી. રિવાયતે હફ્સ સિવાય સબા અને અશ્રહની પણ તા'લીમ પુર્ણ રીતે પ્રાપ્ત કરી.

'તઝકિરએ કારિયાને હિંદ'માં તેમનું કંઇક આ રીતે વર્ણન કરવામાં આવ્યું છે.

સુરત વતનથી કિરાઅત શીખવા માટે ઇલાહાબાદ ઇમામુલ ફન હઝરત કારી અબ્દુર્રહમાન સાહબ મક્કીની સેવામાં ગયા. લગભગ સાત વર્ષ સુધી ત્યાં રહીને અશરહની પુર્ણતા પ્રાપ્ત કરી. અને તેઓ પણ કારી અબ્દુર્રહમાન સાહબ મક્કીના હાલાતથી વાકેફ હતા. જેઓ બારડોલીમાં રહેતા હતા.

શર્હે ફવાઈદે મક્કીયહમાં મુહમ્મદ ઇદ્રીસ આસિમ સાહબે પાના નં. ૩૪ ઉપર આપ મર્હુમને કારી અબ્દુર્રહમાન સાહબ મક્કીના ખાસ વિધ્ધાર્થીઓમાં ગણયા છે. ફૈઝાને રહમત નામના પુસ્તકમાં પણ આપનું વર્ણન કરવામાં આવ્યું છે.

## નિકાહ અને પરિવાર

પ્રથમ નિકાહ બારડોલીમાંજ થયો હતો, પત્નિનું નામ ખદીજા હતું. જેમનાથી આ અવલાદ થઈ.

(૧) શબ્બીર અહમદ જેનું બાળપણમાં મૃત્યુ થઇ ગયુ હતું.

(૨) ફાતિમા બીબી જેમનો નિકાહ તેમના ભાણા મોલાના અબ્દુલ હઇ ઇસ્માઇલ લસણિયા પ્રખ્યાત મોલાના અચ્છાથી થયો હતો.

(૩) આયશા બીબી જેઓ અહમદઅલી હાફેઝજી (ઇગ્લેન્ડ)ના નિકાહમાં છે.

બીજા નિકાહ આફ્રીકા ગયા પછી થયો હતો, પત્નિનું નામ ઝૈતુન બીબી હતુ. જેનાથી નીચે મુજબની અવલાદ થઇ.

(૧) સુગરા (પીટર્સબર્ગ)

(૨) રાબિઆ (૩) મરયમ એમના પ્રયત્નોના કારણે આ હાલાત જમા થઇ શકયા. (બન્ને જહોનિસબર્ગમાં છે.)

(૪) મર્હુમા અસ્મા (પોર્ટ એલિઝાબેથમાં)

(૫) પાંચ બાળકો હતા, જેમનું બાળપણમાંજ મૃત્યુ થઇ ગયુ હતું.

## દીની સેવા

તા'લીમની પુર્ણતા પછી દીની સેવાઓનો આરંભ કયાંથી કર્યો જે હજુ સુધી જાણવા મળ્યો નથી.

## જામિઅહ ડાભેલમાં તજવીદો કિરઅતની સેવા

હઝરત મોલાના અહમદ બુઝુર્ગ સાહબ સિમ્લકી રહ. જેઓ હિજરી સન ૧૩૩૯માં ડાભેલ જામિઅહના મોહતમિમ હતા. તે સમય સુધી અલ્લામા અનવર શાહ કશ્મીરી રહ. ડાભેલ આવ્યા ન હતા. આ સમયે કારી સુલૈમાન ઈસ્રોલિયા સાહબને જામિઅહ ડાભેલના મુદર્રિસ બનાવવામાં આવ્યા, પરંતુ અમુક સમય પછી બારડોલીના લોકો કાલાવાલા કરીને હઝરત કારી સાહબને પાછા બારડોલી લઇ આવ્યા. આ વિશે જામિઅહ ડાભેલના હિ. ૧૩૩૯ -૧૩૪૦ના વાર્ષિક રિપોર્ટમાં આ મુજબ લખાયું છે:

| નામ | હોદ્દો | મળતો પગાર | રીમાર્ક |
|---|---|---|---|
| કારી સુલૈમાન ફકીર બારડોલી વાલા | મુદર્રિસે પંજુમ | ૪૦ રૂપિયા | મજકૂર કારી સાહેબે ટુંક મુદ્દત કિરાઅતની તાલીમ દીધી. બાદ પોતાની ગામની જમાતના સાહેબોના બોલાવવાથી ચાલ્યા ગયા. જેથી દીલગીર છીએ. ખૈર ખુદાના હુકમથી રમઝાન બાદ કોઇ કારીને રાખવાની સગવડ કરીશું. |

## કારી સુલૈમાન સાહબની આફ્રિકામાં સેવા

દીની સેવા કરવા માટે અલ્લાહે આફ્રિકામાં પણ આપને પસંદ કર્યા, જેથી ઇ.સ. ૧૯૨૮માં માત્ર દીની સેવા અર્થે દરિયાઇ

સફરની તકલીફો વેઠી. આ તે સમય હતો જે સમયે આફ્રિકામાં ઉલમાઓની સંખ્યા ઓછી હતી. મદ્રસાઓ પણ ઘણાજ ઓછા હતા. તજવીદો કિરાઅતની ઓળખાણ પણ ન હતી, આ સમયમાં આફ્રિકાના પ્રખ્યાત શહેર ડરબન પહોંચ્યા.

પછી તેઓ જિલ્લા ટ્રાન્સવાલ જેનું નવું નામ ગાઉટેન્ગ છે ત્યાં ગયા. આફ્રિકાના જે નગરોમાં આપે સેવાઓ આપી છે તે નીચે મુજબ છે.

(૧) પ્રિટોરિયા (Pretoria) (૨) બેથલ (Bethal) (૩) સ્પ્રિંગ્સ (Springs) (૪) લેસલી (Leslie) (૫) પિટર્સબર્ગ (Pieterdburg) (૬) વેનબર્ગ (wynberg) (૭) ઇ.સ. ૧૯૫૭માં Miasfarm મીયાફાર્મમાં મુદર્રિસ રહયા.

આ શહેરોમાં ઇમામત, હિફઝ, નાઝિરહ, તજવીદની ઉદાહરણિય સેવાઓ આપી.

## આપના વિધ્ધાર્થીઓની સંખ્યા

ઇ.સ. ૧૯૨૮થી લઇને ઇ.સ. ૧૯૭૯ સુધી એટલે કે મૃત્યુ સુધી ૫૧ વર્ષ કરતાય વધુ સમયમાં ૨૨૦૦ વિધ્ધાર્થીઓ (તલબા)ને તૈયાર કર્યા. જે આજના યુગમાં રશ્ક કરવા જેવી સંખ્યા છે.

## વિવિધ ધાર્મિક અને સામાજિક સેવાઓ

કુર્આને શરીફની સેવા સાથે બીજા અન્ય ઇસ્લામી જ્ઞાનના ફેલાવા માટે પણ આપે સેવા આપી. 'અરબી ભાષા'ના પ્રચારમાં આપે ખાસ ધ્યાન આપ્યુ.

ઘણા બધા મુસલમાન આપની ઇલ્મી અને રૂહાની મજલિસોમાં હાજર થતા તો આપ તેઓને નસીહત કરતા.

સાથે સાથે અન્ય સામાજિક કાર્યો પણ કરતા હતા. બારડોલીની પ્રખ્યાત મીનારા મસ્જિદનું જયારે નવું બાંધકામ શરૂ થયું ત્યારે આફ્રિકાથી ચંદો કરીને મોકલ્યો હતો.

ઠંડીના મોસમમાં વુઝૂ કરવા માટે ગરમ પાણીનું મશીન 'સમાવટ'ની વ્યવસ્થા પોતે કરી હતી, જેના ઉપર તેમનુ નામ પણ હતુ, જેને વાંચવુ ભાઇ હાજી અહમદને યાદ છે. આ સમાવટથી તૈયાર થતા ગરમ પાણીમાં બાળપણમાં વુઝૂ કરવું તે આજ દિન સુધી મને (લેખકને) યાદ છે.

## અમુખ ખૂબીઓ

### (અ) દીનના પ્રચાર માટે કોશિશ

તે સમયના આફ્રિકાના હાલાત જોઇ કુર્આન મજીદની સેવા અને દીનના પ્રચાર માટે, દીનની રક્ષા માટે અને દીનને પહોંચાડવા માટે આફ્રિકામાં દૂર દૂર સુધીના સફર કરતા, કેટલીય રાતો પોતાના ઘરેથી દૂર વિતાવતા હતા.

### (બ) વિધ્યાર્થીઓ અને સામાન્ય લોકો સાથેની પ્રેમભાવના

ઇલ્મ પ્રાપ્ત કરવા માટે જે વિધ્યાર્થીઓ આવતા, તેમના સાથે અને સામાન્ય લોકો સાથે અત્યંત પ્રેમભર્યો વર્તાવ કરતા હતા, જેના કારણે ઉલમા અને સામાન્ય લોકોમાં ખૂબજ પ્રખ્યાત હતા. અને ખરેખરમાં વાત પણ એવી છે કે ઉસ્તાદનો પ્રેમ અને મહેરબાની એ એવો ગુણ છે કે તેના ઇલ્મને ફેલાવવાનું અને વિધ્યાર્થીને આગળ

આવવામાં ખૂબજ મોટુ પરીબળ બની જાય છે.

## 'અઝહર યુનિવર્સીટી' મિસરનુ આમંત્રણ

(ક) અરબીના ઉચ્ચારણ અને મધુર અવાજ

આપ મર્હુમને અલ્લાહે મધુર અવાજથી પણ નવાજયા હતા, સાથે સાથે વારંવાર પઠનના કારણે તેમના ઉચ્ચારમાં પુર્ણતા પણ રહી હતી, અને તેમનો ઉચ્ચાર (લબો લહજો) બિલ્કુલ અરબી ઢબ અનુસારનો હતો.

ઇ.સ. ૧૯૫૩માં મિસરના પ્રખ્યાત ઉલમા અને કારીઓનું એક પ્રતીનીધી મંડળ સાઉથ આફ્રિકામાં આવ્યુ, તેઓએ નમાઝમાં તેમની કિરાઅત સાંભળી, જેથી તેઓ ખૂબજ પ્રભાવિત થયા, અને તેમના આશિક પણ થઇ ગયા. અને તેમને મિસરના કાહિરા 'અઝહર યુનિવર્સિટી'માં પઢાવવા માટેનું આમંત્રણ આપ્યું. અને તે પ્રતીનીધી મંડળ તેમના તમામ કાગળો સરકારી કાર્યવાહી માટે લઇ ગયા. પરંતુ કારી સાહબે આફ્રિકાની દીની સેવાઓને સામે રાખીને તેમનુ આમંત્રણ કબુલ ન કર્યું.

## આપની શ્રેષ્ઠ તિલાવતનું દ્રશ્ય

દક્ષિણ આફ્રિકાની સૌથી મોટી મસ્જિદ (Grey strrt Durban)માં જુમ્આની નમાઝ અને ખુત્બો આપતા હતા, તેમની શ્રેષ્ઠ તિલાવતથી જુમ્આની નમાઝમાં આખી મસ્જિદ રડતી હતી.

## તરાવીહ સંભળાવવાનો મામૂલ

લગભગ દર વર્ષે તરાવીહમાં આખુ કુર્આન સંભળાવવાનો

મામૂલ રહયો, જે મસ્જિદમાં તેમની તરાવીહ નક્કી થતી હતી ત્યારે ત્યાં દૂર દૂરના લોકો તેમને સાંભળવા માટે ભેગા થઇ જતા હતા. જેના કારણે મસ્જિદમાં જગ્યા રહેતી ન હતી. તરાવીહમાં એક કુર્આન સંભળાવ્યા પછી વર્ષો સુધી ર૭મી રાત્રીના આખુ કુર્આન સંભળાવવાનો મામૂલ રહયો, જેમાં જિલ્લા ટ્રાન્સવાલનાં લોકો ભેગા થતા હતા.

## રોબદાર વ્યકિત

અલ્લાહે તેઓને રોબદાર વ્યકિતત્વથી નવાજયા હતા. તેમના મોઢા ઉપર કુર્આન શરીફનુ નૂર વરસતુ હતુ, માથા ઉપર કાંજીવાળી ટોપી પહેરતા હતા. જેના કારણે વ્યકતિત્વમાં વધારો થઇ જતો હતો. તેઓ હંમેશા સાચી વાત કહેવાની આદતવાળા હતા.

## ચોરને માફી

એક વખત તેઓ ચાલતા ચાલતા જઇ રહયા હતા, ત્યારે આફ્રિકાના એક ચોરે તેમના ઉપર હુમ્લો કર્યો, અને થોડો માલ ચોરી કરી લીધો. આ વાતે ખૂબજ વેગ પકડયો, અને થોડા સમય પછી આફ્રિકાના લોકોનું ટોળું ભેગુ થઇ ગયુ, અને ચોરને પકડી પાડયો. બધો માલ તેની પાસેથી પાછો લઇ લીધો. અને તેની ઉપર લોકો ખૂબ વરસ્યા. ટોળાની જીબ ઉપર એકજ વાત હતી કે આ ચોર બહુ મોટો ગુનેગાર છે, કારણ કે તેણે અમારા એક ઉસ્તાદ અને અલ્લાહના વલીની બેઇઝઝતી કરી છે, આ બધુ થયા પછી પણ કારી સાહબે તેને માફ કરી દીધો હતો.

## આપની લાઇબ્રેરી

બારડોલીમાં તેમના પુસ્તકોનું એક મોટુ પુસ્તકાલય હતુ, જે તે સમયે ટ્રાન્સપોર્ટની મુશ્કેલીના કારણે આફ્રિકામાં સ્થળાંતર કરી શકયા નહીં, ભારતના તે યુગમાં મર્હુમના વારિસોમાં તેમના જમાઇના મૃત્યુ પછી કોઇ ઇલ્મવાળુ ન હતુ, જેના કારણે આ પુસ્તકાલય અન્ય લોકોના હાથોમાં જઇને નષ્ટ થઇ ગયું. જોકે તેમાંથી ત્રણ વસ્તુઓ મને હદિયામાં મળી હતી.

(૧) પોતાના હાથે લખેલુ રંગીન કુર્આન મજીદ

(૨) પોતાના હાથે લખેલુ અલ્લામા જઝરી રહ.નુ પુસ્તક ‘તય્યિબતુન્નશ્ર’ની શરહ.

(૩) તજવીદો કિરાઅતના ફન ઉપર લખેલુ પુસ્તક ‘જહદુલ મુકિલ’ અને ‘બયાનુ જુહદિલ મુકિલ’ અને લેખક શૈખ અબ્દુલ હક્ક મુહદ્દિષે દહેલ્વી રહ.નું એક પુસ્તક.

તે યુગમાં જહદુલ મુકિલ નામનું પુસ્તક જે આધારભુત પુસ્તક છે તે મળતુ ન હતુ, મેં આ પુસ્તક મારા સાથી કારી મુહમ્મદ રિઝવાન સાહબને બતાવ્યુ, તેઓ આ પુસ્તક જોઇને ઝૂમી ઉઠયા.

આપના હાથથી લખેલી અમુક આયતો અને અમુક દીની કલિમાતની તખ્તીઓ તેમની છોકરી પાસે આફ્રિકામાં મૌજૂદ છે.

## સામાજિક જીવનમાં દીનદારી

તેમણે ભારતમાં પોતાની છોકરીનું લગ્ન પોતાના સગા ભાણા મોલાના અબ્દુલ હય ઇસ્માઇલ લસણિયા અચ્છા સાહબની સાથે કર્યુ, તેઓ દરેક વાતમાં અચ્છા-અચ્છા કહેતા હતા, (એમનુ

તકિયા કલામ હતુ) તેના કારણે તેઓ બારડોલીમાં મોલાના અચ્છાના નામથી પ્રખ્યાત થયા. અને આજે પણ કુટુંબ આજ નામથી પ્રખ્યાત છે. તેમનો આ ભાણો આલિમ હતો, અને તેમણે માત્ર દીનદારીના કારણેજ પોતાના ભાણા સાથે શાદી કરાવી.

## આફ્રિકા દેશની આઝાદીની લડાઇ અને કારી સાહબની સેવા

જયારે આફ્રિકામાં આઝાદીની ચળવળે ખૂબજ વેગ પકડયો અને તેમાં વિવિધ સંસ્થાઓ ખૂબજ ભાગ લઇ રહી હતી, તે સમયે 'ઇન્ડિયન ટ્રાંસ્વાલ કોંગ્રેસ'ના પ્લેટફોર્મથી તેઓએ આઝાદીની ચળવળમાં ભાગ લીધો, તેની સભાની શરૂઆત તેઓની કિરાઅતથી થતી અને અંતે તેમની દુઆ સાથે સભા પુર્ણ થતી હતી.

## દેશનો સફર

આફ્રિકાથી કેટલિય વખત ભારતમાં આવ્યા, લગભગ ઇ.સ. ૧૯૬૦નો એક સફર થયો, જે સમયે મારા પિતા કારી સુલૈમાન સાહબ ડાભેલમાં રહેતા હતા, ત્યારે મારા પિતાના મામા કારી સુલૈમાન ઇસ્રોલિયા સાહબ ભાણાના ત્યાં આવ્યા, અને અમુક સમય સુધી રહયા અને ડાભેલમાં ઉંચા મહોલ્લાની મસ્જિદમાં કારી સાહબે જુમ્આનો ખુત્બો અને નમાઝ પઢાવી. જેનું દ્રશ્ય મારા મોટા ભાઇ હાજી અહમદ સાહબને યાદ છે.

ત્યાર પછી ઇ.સ. ૧૯૭૩-૭૪માં ભારતનો અંતિમ સફર થયો તે સમયે પણ બારડોલીની મીનારાવાળી મસ્જિદમાં જુમ્આનો ખુત્બો અને નમાઝ પઢાવી.

## જીવનની છેલ્લી ઘડીઓ અને સારૂ મૃત્યુ

તેઓને અલ્લાહે ઈસ્લામી વર્ષ પ્રમાણે ૧૦૦ વર્ષની ઉમર આપી હતી, જીવનના છેલ્લા સમયમાં યાદ શકિતમાં કમજોરી આવી ગઈ હતી. તે છતા પણ સતત કુર્આને પાકની સારી તિલાવત કરતા હતા. આ આપની ખુલ્લી કરામત હતી.

તારીખ ૧૨/રબીઉલ અવ્વલ અનુસાર ૮/ફેબ્રુઆરી ૧૯૭૯ના જુમ્આના દિવસે જહોનિસબર્ગમાં તેમનુ મૃત્યુ થયું. કુર્આન મજીદની સેવાઓની બરકતથી અલ્લાહે જુમ્આના દિવસે મોત આપી. જહોનિસબર્ગના (New Clear)નામના કબ્રસ્તાનમાં તેઓ દફન છે.



## (૨) હાફિઝ કારી મોલ્વી મહમૂદ સાલેહ પાંડોર, બારડોલી

### જન્મ અને શિક્ષણ

ઈ.સ. ૧૯૧૦માં તેમનો જન્મ સુરત જિલ્લાના બારડોલી ગામમાં થયો હતો. શરૂઆતમાં મોલાના અબ્દુર્રહીમ મિયાં સાહબથી હિફઝ કર્યું, ત્યાર પછી રાંદેર દારૂલ ઉલૂમ અશરફિયહમાં તાલીમ પ્રાપ્ત કરી હતી, ત્યાર પછી જામિઅહ ડાભેલમાં દાખ્લો લીધો હતો, હિજરી સન ૧૩૫૪માં દૌરએ હદીષ પુર્ણ કર્યું.

તે સમયના પ્રખ્યાત હદીષોના જાણકાર અલ્લામા શબ્બીર અહમદ ઉસ્માની, મોલાના બદરે આલમ મીરઠી અને બીજા અન્ય મોટા ઉલમાઓથી ઈલ્મ પ્રાપ્ત કર્યું, તજવીદના ફનમાં કારી મુહમ્મદ યામીન સાહબ સહારનપૂરીથી કિરાઅતનો ઈલ્મ હાસિલ કર્યો.

### તાલીમી કેફિયત

તેમની તાલીમી કેફિયત જામિઅહ ડાભેલના જુના દફતરોમાં જે લખાણ છે તે નીચે મુજબ છે:

હાફિઝ કારી મોલ્વી મહમૂદ સાલેહ પાંડોર, બારડોલી, દાખ્લાનું વર્ષ લખેલ નથી. તજવીદની ડીગ્રી કારી મુહમ્મદ યામીન સાહબ સહારનપૂરીના યુગમાં હિજરીસન ૧૩૫૩માં પ્રાપ્ત કરી.

### પઢેલા પુસ્તકો

(૧) અલ મુકદ્દમતુલ જઝરિયહ (૨) તુહફતુલ અત્ફાલ (૩) બિદાયતુલ મુસ્તફીદ (૪) જમાલુલ કુર્આન (૫) મુફીદુલ અત્ફાલ

(૬) ફવાઈદે મક્કીયહ.

## પોતાના ઉસ્તાદોની નજરમાં

તાલિબે ઈલ્મીના સમયથીજ પોતાના વડીલોની નજરોમાં ખૂબજ વ્હાલા હતા, તેઓ પોતાના ઉસ્તાદ અલ્લામા શબ્બીર અહમદ ઉસ્માનીના લખવાના કામોમાં મદદનીશ હતા. ઈલ્મી લેખો તેમજ ઘરેલુ હિસાબોની જવાબદારી એવણના હાથમાં હતી. તે સમયના જામિઅહ ડાભેલના મોહતમિમ હઝરત મોલાના અહમદ બુઝુર્ગ સાહબ સિમ્લકીના ખાસ વિશ્વાસુ વ્યકિતઓમાંથી હતા. મદ્રસાના ઘણા બધા હિસાબો અને ટપાલો તેઓ પાસે લખાવતા હતા.

## નિકાહ અને પરિવાર

તેમની એક પત્નિ બારડોલી ગામની હતી, જેનાથી સાત બાળકો થયા.

(૧) ઈસ્માઈલ ભાઈ પાંડોરઃ જેમની તિલાવત અને ઈમામતમાં તેમના પિતાના અવાજનો અસર દેખાય છે.

(૨) ફાતિમાઃ જે લંડનના રહેવાસી મોલાના મુહમ્મદ બાઠા સાહબના નિકાહમાં છે, મોલાના ખૂબજ ઈલ્મ ધરાવે છે. અને ખત્મે નબુવ્વતના ખાદિમ છે. હઝરત મદનીના આશિકે ઝાર છે. તેમનો અને હઝરત મદનીના પ્રેમનો એક કિસ્સો હઝરત મોલાના અનઝર શાહ કશ્મીરી સાહબ રહ.નુ પુસ્તક લાલા વ ગુલમાં લખેલ છે.

(૩) આઈશા

(૪) હફસાઃ જે મારા માસીના છોકરા હાજી યૂસુફઅલીના નિકાહમાં છે.

નોંધ:- અન્ય બાળકોની વિસ્તૃત માહિતી પ્રાપ્ત ન થઇ શકી કે જેઓનું બાળપણમાંજ મૃત્યુ થઇ ગયું હતું.

બિજા નિકાહ ખોલવડમાં થયા હતા, તેનાથી એક છોકરાનો જન્મ થયો.

(૫) હાજી યૂનુસ પાંડોર સાહબ કે જેઓ આ સમયે ટોરેન્ટો, કેનેડામાં સ્થાયી છે.

નોંધ:- અન્ય બાળકોની વિસ્તૃત માહિતી પ્રાપ્ત ન થઇ શકી.

## દીની સેવાઓ

દીની તા'લીમ પુર્ણ કર્યા પછી બારડોલી, તડકેશ્વર અને ખોલવડમાં દીની સેવાઓ આપી. લગભગ ઇ.સ. ૧૯૪૧માં જાદવત ફેમેલીના આગ્રહના કારણે હઝરત મોલાના અશરફ સાહબ રાંદેરીના મશ્વેરાથી બર્મા ચાલ્યા ગયા. મોલમીન (Moulmein)ની સુરતી મસ્જિદમાં ખતીબ અને ઇમામ તરીકેની પસંદગી થઇ. (લેખક મુફતી મહમૂદ સાહબે આ મસ્જિદ જોઇ છે.)

ત્યાર પછી આજ શહેરમાં તેઓએ યતીમખાનુ અને મદ્રસો સ્થાપ્યો. જમીઅતે ઉલમાએ બર્માના સેક્રેટરી અને પછી પ્રમુખ પદે પણ પસંદગી થઇ, ઇ.સ. ૧૯૫૯માં બર્માથી હજ માટે તશરીફ લઇ ગયા. મદીના મુનવ્વરહમાં તેમના ઉસ્તાદ હઝરત મોલાના બદરે આલમ મીરઠી સાથે મુલાકાતની તક પ્રાપ્ત થઇ.

## મોલાનાની સારી આદતો

તેઓ પોતાના ઉસ્તાદ મોલાના અલ્લામા શબ્બીર અહમદ ઉસ્માનીનાં ઢબ પર બયાન કરતા હતા. તેમનું બયાન ખૂબજ અસરકારક હોતુ હતુ, મારા સગાઇના મામા દાઉદ ભાઇ ગજીયા વર્ણન કરે છે કે, બારડોલીમાં એક વ્યકિતના નિકાહના પ્રસંગે મીનારા મસ્જિદના ચોકમાં તેમણે બયાન કર્યું, જેમાં ગૈર મુસ્લિમો પણ મોટી સંખ્યામાં આવ્યા હતા. તેમાં બારડોલીની પ્રખ્યાત (B.A.B.S.) હાઇસ્કુલના પ્રખ્યાત આચાર્યશ્રી 'આદરણીય ભીમ ભાઇ દેસાઇ' પણ હાજર હતા. જેઓને રાષ્ટ્રપિતા હસ્તે શૈક્ષણિક કારકિર્દીનો એવોર્ડ મળ્યો હતો, તેઓ તેમનુ બયાન સાંભળીને ખૂબજ પ્રભાવિત થયા અને વારંવાર લોકોને કહેતા કે 'મેં મારા જીવનમાં આવું બયાન (પ્રવચન) કયાંય સાંભળ્યુ નથી.'

તેઓને બહિશ્તી ઝેવર પુસ્તક મોઢે યાદ હતુ, અને મોઢેજ તેનો સબક પણ આપતા હતા, જુમ્આનો ખુત્બો મોઢેજ આપતા હતા, કુર્આન શરીફ ધણુ શ્રેષ્ઠ પઢતા હતા. અને મજબૂત હાફિઝ હતા. વર્ષો સુધી તરાવીહ સંભળાવવાનો મામૂલ હતો, આખુ વર્ષ દર રોજ ઇશાની નમાઝ પછી બે પારા તજવીદ સાથે પોતાની પત્નિને સંભળાવતા હતા.

## ભારતની આઝાદીની લડાઇમાં ભાગ

બર્માના સફર પહેલા કોંગ્રેસના પ્લેટફોર્મ પરથી આઝાદીની ચળવળમાં ભાગ લેતા રહયા, ઇ.સ. ૧૯૪૭માં જયારે દેશ આઝાદ થયો તે સમયે તેઓ ભારત આવ્યા હતા.

આઝાદી પછી આખા દેશનાં દરેક શહેરમાં આઝાદીનો ઉત્સવ (જશ્ન) મનાવવામાં આવી રહયો હતો, ત્યારે અમારા બારડોલી ગામમાં પોલિસ સ્ટેશનનાં વિસ્તારમાં સરકારી રિવાજ અનુસાર ઉત્સવ મનાવવામાં આવ્યો. ત્રિરંગાને ફરકાવવા માટે એવી રીત અપનાવવામાં આવી કે બારડોલીના કોઇ મોભાદાર વ્યકિત ત્રિરંગો ફરકાવે, જેથી બધાજ હિંદુ મુસ્લિમ ભેગા થઇને કારી મહમૂદ સાલેહનું નામ રજુ કર્યું, અને તેમના હાથોથી ત્રિરંગો ફરકાવવામાં આવ્યો.

આ વાત મર્હુમના છોકરા ઇસ્માઇલ ભાઇએ મને સંભળાવી છે.

## કુર્આનની બરકતથી
## જિન્નાતને ભગાડવાની એક સાચી ઘટના

તેમના છોકરા હાજી યૂનુસ સાહબ કેનેડાવાલા કહે છે કે, ઇ.સ. ૧૯૪૨માં જયારે બીજુ વિશ્વ યુધ્ધ ખૂબજ જોર શોરથી ચાલી રહયુ હતું, ત્યારે બર્માના લોકો પોતાની જાન બચાવવા માટે જંગલોમાં છુપાઇ જતા હતા.

એક મુસલમાનના ઘરે એક નાની છોકરી ઉપર જિન્નાતનો અસર થઇ ગયો હતો, જેના કારણે છોકરી અને તેના ઘરવાળા ખૂબજ પરેશાન રહેતા હતા. હઝરત કારી સાહબ આમિલ ન હતા. પણ છોકરી અને તેના ઘરવાળાઓની પરેશાની જોઇને તેના કુટુંબના આગ્રહ પર જંગલમાં ગયા, જિન્નાત છોકરી ઉપર હાજર થયો, અને કારી સાહબ સાથે નીચે મુજબ વાતો કરી:

પ્રશ્નઃ- આ છોકરીને તમે કેમ હેરાન કરો છો?

ઉત્તરઃ- તેણે અમારી જગ્યા ઉપર પેશાબ કરી હતી.

પ્રશ્નઃ- આ નાની છોકરીને શું ખબર કે આ તમારી જગ્યા છે, તમે કારણ વગર કેમ પરેશાન કરો છો?

તે જિન્નાત કોઇ જવાબ ન આપી શકયો, અંતે તેણે રજુઆત કરી કે, તમે મને કુર્આન સંભળાવો, કારી સાહબે સૂરએ જિન્ન શ્રેષ્ઠ અવાજમાં સંભળાવી જેના કારણે તે ખૂબજ પ્રભાવિત થયો અને તોબા કરીને ચાલ્યો ગયો.

## જીવનની છેલ્લી ઘડીઓ અને મૃત્યુ

ઇ.સ. ૧૯૫૯માં હજના સફર પછી બર્મામાં 'મયમો' (Maymo) શહેરમાં રહેવા ગયા, અને ત્યાં કુર્આન શરીફની સેવા આપતા આપતા ઇ.સ. ૧૯૬૨માં મૃત્યુ થયું, અને ત્યાંજ તેમની કબર બની અને તેઓ તે ખુશખબરીના લાયક બન્યા કે ''જિસને ગરીબુલ વતનીમેં વફાત પાઇ વો શહીદ હૈ.''. તેમના લકબમાં 'મુફતી'નો શબ્દ પણ છે, જેની ખરાઇ થઇ શકી નથી.

## દારૂલ ઉલૂમ દેવબંદના મોહતમિમ હકીમુલ ઇસ્લામ કારી મુહમ્મદ તૈયબ સાહબના 'સફરનામા-એ બર્મા'માં આપનું વર્ણન

સફરનામા-એ બર્માના પેજ નં. ૫૮ ઉપર લખ્યુ છે કે, હઝરત મોલાના મહમૂદ પાંડોર સાહબના આગ્રહથી હઝરત મોહતમિમ સાહબ તેમના મદ્રસા 'મદ્રસા યતીમ ખાના

ઈસ્લામિયહ' મોલમીનમાં પધાર્યા, મોલાના પાંડોર સાહબે મોલમીનના લોકોને હઝરતના પધારવા પર મુબારકબાદી આપી. અને હઝરતનો આભાર વ્યકત કર્યો. મોલાના પાંડોર અલ્લામા શબ્બીર અહમદ ઉસ્માની અને હઝરત મોલાના અલ્લામા અનવર શાહ કશ્મીરી પાસે પઢયા હતા, જેના કારણે ગાઢ સંબંધ વ્યકત કર્યો.

નોંધઃ- લેખક 'મુફતી મહમૂદ બારડોલી'ની ખરાઇ મુજબ હઝરત કારી સાહબ પાંડોર અલ્લામા અનવર શાહ કશ્મીરી પાસે પઢયા ન હતા. (અલ્લાહ પાક વધુ જાણકાર છે.)



## (૩) કારી સુલૈમાન બિન મૂસા સુરતી (વાંકાનેરી)

તેમનુ કુટુંબ સુરત શહેરમાં હતુ, પરંતુ કોઇ નવાબ સાહબના અત્યાચારને કારણે 'વાંકાનેર' ચાલ્યા ગયા, તેના કારણે તેમના કુટુંબની ઓળખ 'સુરતી'જ રહી.

## જન્મ અને શિક્ષણ

પાસપોર્ટ પ્રમાણે તેમનો જન્મ ૧૨/ જમાદિલ અવ્વલ ૧૩૪૩ હિજરી અનુસાર ૯/ ડીસેમ્બર ૧૯૨૪ ઇસ્વીના રોજ સુરત જિલ્લાના વાંકાનેર ગામમાં થયો હતો.

તેઓ શૈખુલ ઈસ્લામ હઝરત મદનીના ખલીફા હઝરત મોલાના અબ્દુસ્સમદ સાહબ વાંકાનેરી (સ્થાપકઃ દારૂલ યતામા, ભરૂચ)ના નાના ભાઇ હતા.

નાઝિરાની તા'લીમ પુર્ણ કર્યા પછી બારડોલીમાંજ મોલ્વી અશરફ અને ઇબ્રાહીમ હાફેઝજીના મર્હુમ પિતા હાફિઝ મુહમ્મદ ઉપનામ હાફિઝ સાહબથી હિફઝ પુર્ણ કર્યું.

હિફઝ પુર્ણ કર્યા પછી જામિઅહ ડાભેલમાં તા'લીમ પ્રાપ્ત કરી અને ત્યાર પછી દારૂલ ઉલૂમ દેવબંદમાં તા'લીમ પ્રાપ્ત કરી.

લેખકે મોલાના અરશદ કોકણી સાહબ (મુદર્રિસ મદ્રસા હુસૈનિયહ શ્રી વર્ધન કોકણ)ના માધ્યમથી ફોન દ્વારા માહિતી પ્રાપ્ત કરી હતી, ત્યારે હઝરત મોલાના શોકત સાહબ કોકણી (ખતીબ જામેઅ મસ્જિદ, મુંબઇ)એ બતાવ્યુ કે કારી સુલૈમાન સુરતી દારૂલ ઉલૂમ દેવબંદમાં મારા સાથી હતા.

આ લેખનું પ્રથમ પ્રકાશન થયા પછી અમુક દિવસો પછી મુંબઇ ઓલ ઇન્ડિયા મુસ્લિમ પર્સનલ લો બોર્ડની ખાસ સભામાં હાજરી આપવાનું થયું ત્યારે પોતે હઝરત મોલાના શોકત સાહબ પાસેથી પણ આ બાબતે જાણકારી મેળવી હતી.

મદ્રસા ફુરકાનિયહ લખનઉમાં તજવીદની તા'લીમ પ્રાપ્ત કરી, તેમના તજવીદના ઉસ્તાદોમાં કારી અબ્દુલ મા'બૂદ સાહબ (વફાત હિજરી ૧૩૮૨) અને કારી અલ્તાફ સાહબ આ બે નામો મળ્યા.

તેમના જમાઇ જનાબ અબ્દુલ હક્ક સુરતી સાહબ પાસે અંગ્રેજીમાં મદ્રસા ફુરકાનિયહથી આપેલુ સર્ટીફિકેટ (એલ.સી.) છે. (લગભગ યુનાઇટેડ કીંગડમ વિઝા માટે બનાવવામાં આવ્યુ હતુ.) તેમાં લખેલુ છે કેઃ તારીખ ૧૩૬૧ હિજરી અનુસાર ૧૯૪૩ ઇસ્વીથી લઇને ૧૩૬૮ હિજરી અનુસાર ૧૯૪૯ ઇસ્વી સુધી કારી સુલૈમાન સાહબ અહિંયા રહયા હતા. (સહીઃ ખાલિદ અહમદ)

## પરિવાર

તેમના ચાર છોકરાઓ હતા. (૧) અબ્દુર્રશીદ (૨) સઇદ (૩) અબ્દુલ હય (૪) સલીમ (કારી મોલ્વી મુફતી ઉવૈસ બંગ બારડોલીના બનેવી) અને એક છોકરી (૫) રશિદા ખાતુન.

## સેવાઓ

મદ્રસા ફુરકાનિયહ લખનઉમાં તા'લીમ ના સમય ગાળા દરમિયાન 'ઇહાતએ મુહમ્મદ ઇસ્હાક'ની એક મસ્જિદમાં ઇમામત

કરતા હતા.

ત્યાર પછી રાંદેરની એક મસ્જિદમાં ઈમામતની સેવા આપી, ત્યાર પછી જામિઅહ ડાભેલના મોહતમિમ મારા મુશ્ફિક હઝરત મોલાના મુહમ્મદ સઈદ બુઝુર્ગ સાહબ તેમને સિમ્લક લઇ આવ્યા.

સતત ૨૮ વર્ષ સુધી સિમ્લકની મસ્જિદમાં અને મકતબમાં તા'લીમ આપતા રહયા, રમઝાનમાં એકલા તરાવીહ સંભળાવતા રહયા, અને એવુ પણ બનતુ હતુ કે, આખુ કુર્આન સંભળાવવામાં એક પણ ભૂલ જતી ન હતી.

તેમના વિધ્યાર્થીઓની એક બહુ મોટી જમાઅત છે. મારા ઉસ્તાદ કારી અબ્દુર્રહમાન બુઝુર્ગ સાહબ નાયબ મોહતમિમ જામિઅહ, ઈસ્લામિયહ ડાભેલ અને મારા ભાઇ અહમદ સાહબ પણ તેમના વિધ્યાર્થીઓમાંથી છે.

૧૮/ જૂન ૧૯૭૫ના રોજ જમાઇ અબ્દુલ હક્ક ભાઇ સુરતીના આગ્રહથી ઈંગ્લેન્ડ ગયા. અને વોલ્સોલ તેમજ લંડન શહેરના સ્ટેમ્પ ફોર્ડ હિલ (Stamfordhill)માં ઈમામત, મકતબ અને અન્ય દીની સેવાઓ આપી.

## અકાબિરીનથી સંપર્ક

પ્રથમ હઝરત થાનવી રહ.થી બયઅત થયા હતા.

હઝરત મદની રહ.ના સંપર્કમાં પણ રહયા હતા, અને તેમની સેવામાં હાજર રહેતા હતા. એક વખત ઇદના અવસર પર હઝરત મદની રહ.ની સેવામાં હાજર થયા, તો હઝરતે ખીર આપી અને પોતાના પવિત્ર હાથોથી ઇદી પણ આપી હતી.

## આપની ખાસ આદતો

દયાળુ વર્તન, ખૂબજ ધીરજવાળા હતા. પત્નિ હવા બીબી લાંબા સમય સુધી બીમાર રહયા હતા. કારી સાહબ સબ્ર કરતા રહયા. થોડાક પગાર પર ગુજારો કરતા. હઝરત મોલાના મુહમ્મદ સઈદ બુઝુર્ગ સાહબ તેમનુ ઘ્યાન રાખતા હતા.

નમાઝ જમાઅતની સાથે અદા કરતા અને તકબીરે ઉલાના પાબંદ હતા. તલબાની તા'લીમ વિશે ખૂબજ ચીંતિત રહેતા હતા. મદ્રસા અને ઈમામતના સમયની પાબંદી ઉદાહરણ રૂપ હતી.

શ્રેષ્ઠ અવાજે ખૂબજ આરામથી નમાઝમાં કુર્આનની તિલાવત કરતા, ખાસ કરીને ફજરની નમાઝમાં આપની તિલાવત સાંભળવાના લાયક હતી. હસમુખ સ્વભાવનો મિજાજ અને બોલવાનો અંદાજ શ્રેષ્ઠ હતો.

## એક રમૂજ

અમારા જામિઅહ ડાભેલના પુસ્તકાલયના વ્યવસ્થાપક અબુલ કુર્રા મોલાના મૂસા સાહબ ભડકોદ્રવી રહ. જેમના પ્રયત્નોથી કારી સુરતી સાહબના હાલાત ભેગા કરવામાં ખૂબજ મદદ મળી, સિમ્લકમાં કારી સુરતી સાહબના પડોસી રહી ચુકયા છે, તેઓ કહે છે કે, એક વખત સિમ્લકમાં કોઈ દાવતમાં અમો સાથે જમી રહયા હતા, ગુજરાતમાં બપોરની દાવતમાં સામાન્ય રીતે દાળ ચાવલ બનાવવામાં આવે છે, તે દાવતમાં આજ ખાવાનું હતું.

કારી સુલૈમાન સાહબે દાળના પ્યાલામાં બેથી ત્રણ વખત ચમચો ફેરવ્યો, પછી કહયું: મોલાના મૂસા! દાળ બેઈમાન છે.

(એટલે ગોશ્ત વગરની છે.)

નોંધઃ- અમુક લોકોને એવો શક છે કે ઈમામુલ ફન કારી અબ્દુર્રહમાન સાહબ મક્કીના શાગિર્દોમાંથી કારી સુલૈમાન સુરતીનું પણ નામ છે. તેનાથી કારી સુલૈમાન સુરતી વાંકાનેરી મુરાદ છે. પણ આ ખોટુ છે, એટલા માટે કે કારી સુલૈમાન સુરતીનો જન્મ હિજરી ૧૩૪૩માં થયો અને ઈમામુલ ફન કારી અબ્દુર્રહમાન સાહબ મક્કીનું મૃત્યુ હિજરી ૧૩૫૦માં થયું. હકીકત એ છે કે કારી અબ્દુર્રહમાન સાહબ મક્કીના શાગિર્દ કારી સુલૈમાન સાહબ ઈસ્રોલિયા છે કે જેઓ સુરત જિલ્લાના કારણે સુરતી કહેવાયા, જેમની ચર્ચા આગળ થઈ ગઈ.

તા. ૨૫/ જમાદિલ આખિર ૧૪૦૯ હિજરી અનુસાર ૩/ ફેબ્રુઆરી ૧૯૭૯ ઈસ્વીના શનીવારના દિવસે તેમનુ મૃત્યુ થયુ.



## (૪) કારી ઇબ્રાહીમ સાહબ અછાલા

તેઓ બારડોલીમાં જન્મયા હતા, તજવીદની તાલીમ મદ્રસા ફુરકાનિયહ લખનઉમાં પ્રાપ્ત કરી, આખુ જીવન કુર્આનની સેવામાં પસાર કર્યું, ખૂબજ તિલાવતના પાબંદ હતા. લેખકે બાળપણમાં તેમનો નૂરાની ચેહરો જોયો હતો, જે હજુ સુધી યાદ છે.

તેમના શાગિર્દોમાં મોલાના અબ્દુલ ખાલિક મુસા, મોલાના ખલીલ ટકોલિયા, કારી નૂર સાહબ, હાફિઝ અબ્દુલ હક્ક ટકોલિયા અને હાફિઝ સુલૈમાન પટેલનો પણ ઉલ્લેખ થાય છે.

વર્ષો સુધી તરાવીહ પઢાવી, તેમના બાળકો બારડોલીમાં 'કારી'ના નામથી પ્રખ્યાત છે. સાલેહ કારી, આસિમ કારી.

ભાઇ મુફ્તી, કારી, હાફિઝ, મોલ્વી ઇબ્રાહીમ ગજિયા (વ્યવસ્થાપક દારૂલ ઇહસાન, બારડોલી)ના માસાજી થતા હતા.

શોધ ખોળ છતા વધુ માહિતી મળી શકી નથી.

## બારડોલીના અન્ય કારી હઝરાત પર એક નજર

(૧)

**નામઃ** કારી અબ્દુલ ખાલિક બિન ઇબ્રાહીમ બિન મુહમ્મદ

**કુટુંબની ઓળખાણઃ** મુસા અંડેવાલે

**રિવાયતઃ** રિવાયતે હફસ, કિરાઅતે સબા

**ઉસ્તાદઃ** કારી અલ્તાફ સાહબ, કારી સાબિક સાહબ રહ.

**મદ્રસાઃ** મદ્રસા આલિયા ફુરકાનિયહ, લખનઉ

**તકમીલનું વર્ષઃ** ઇ.સ. ૧૯૬૭-૬૮

(૨)

**નામ:** કારી ખલીલ બિન મહમૂદ બિન સાલેહ ટકોલિયા
**રિવાયત:** રિવાયતે હફ્સ
**ઉસ્તાદ:** કારી મુહિબ્બુદ્દીન સાહબ, કારી રમઝાન રહ.
**મદ્રસા:** મદ્રસા આલિયા ફુરકાનિયહ, લખનઉ
**તકમીલનું વર્ષ:** ઇ.સ. ૧૯૭૧

(૩)

**નામ:** કારી હુસૈન બિન ઇસ્માઇલ અલી ભાઇ
**રિવાયત:** રિવાયતે હફ્સ
**ઉસ્તાદ:** કારી મુશ્તાક સાહબ રહ.
**મદ્રસા:** મદ્રસા આલિયા ફુરકાનિયહ, લખનઉ
**તકમીલનું વર્ષ:** ઇ.સ. ૧૯૭૧

(૪)

**નામ:** કારી ઝકિ બિન અબ્દુલ હય બિન સુલૈમાન લૂણત
**રિવાયત:** રિવાયતે હફ્સ
**ઉસ્તાદ:** કારી અહમદુલ્લાહ સાહબ દા.બ.
**મદ્રસા:** જામિઅહ ઇસ્લામિયહ તઅલીમુદ્દીન, ડાભેલ

(૫)

**નામ:** કારી મહમૂદ બિન મોલાના સુલૈમાન હાફેઝજી
**રિવાયત:** કિરાઅતે સબા
**ઉસ્તાદ:** કારી અહમદુલ્લાહ સાહબ દા.બ.
**મદ્રસા:** જામિઅહ ઇસ્લામિયહ તઅલીમુદ્દીન, ડાભેલ

(૬)

**નામઃ** કારી ઉવૈસ બિન સાલેહ બંગ
**રિવાયતઃ** કિરાઅતે સબા
**ઉસ્તાદઃ** કારી અહમદુલ્લાહ સાહબ દા.બ.
**મદ્રસાઃ** જામિઅહ ઈસ્લામિયહ તઅલીમુદ્દીન, ડાભેલ

(૭)

**નામઃ** કારી આસિફ બિન અબ્દુલ મજીદ રંગરેજ
**રિવાયતઃ** કિરાઅતે સબા
**ઉસ્તાદઃ** કારી અહમદુલ્લાહ સાહબ દા.બ.
**મદ્રસાઃ** જામિઅહ ઈસ્લામિયહ તઅલીમુદ્દીન, ડાભેલ

(૮)

**નામઃ** કારી તાહિર બિન મોલાના ખલીલ ટકોલિયા
**રિવાયતઃ** કિરાઅતે સબા
**ઉસ્તાદઃ** કારી અહમદુલ્લાહ સાહબ દા.બ.
**મદ્રસાઃ** જામિઅહ ઈસ્લામિયહ તઅલીમુદ્દીન, ડાભેલ

(૯)

**નામઃ** કારી ફૈસલ બિન ગુલામ લૂણત
**રિવાયતઃ** રિવાયતે હફસ
**ઉસ્તાદઃ** કારી ઈસ્માઈલ બિસ્મિલ્લાહ,કારી મઝહર લાજપૂરી
**મદ્રસાઃ** સુફીબાગ, સુરત

(૧૦)

**નામઃ** કારી ઝૈનુલ આબિદીન બિન હનીફ લૂણત (કાંટીવાલા)
**રિવાયતઃ** રિવાયતે હફસ

**ઉસ્તાદ:** કારી સિદ્દીક જોગવાડી
**મદ્રસા:** સુફીબાગ, સુરત

(૧૧)

**નામ:** કારી ઉવૈસ ભાણા
**રિવાયત:** રિવાયતે હફસ
**ઉસ્તાદ:** કારી સિદ્દીક જોગવાડી
**મદ્રસા:** સુફીબાગ, સુરત

(૧૨)

**નામ:** કારી નઈમ બિન સઈદ બુદી
**રિવાયત:** રિવાયતે હફસ
**ઉસ્તાદ:** કારી સિદ્દીક જોગવાડી
**મદ્રસા:** સુફીબાગ, સુરત

(૧૩)

**નામ:** કારી આસિફ કાઝ્ઝી
**રિવાયત:** રિવાયતે હફસ
**ઉસ્તાદ:** કારી સિદ્દીક જોગવાડી
**મદ્રસા:** સુફીબાગ, સુરત

(૧૪)

**નામ:** કારી નૂર ઘડીયાળી
**રિવાયત:** રિવાયતે હફસ
**મદ્રસા:** દારૂલ ઉલૂમ દેવબંદ

(૧૫)

**નામ:** કારી મુફતી ઈબ્રાહીમ બિન મુહમ્મદ (વ્યવસ્થાપક:

દારૂલ ઇહસાન, બારડોલી) ગજિયા

રિવાયતઃ રિવાયતે હફસ

ઉસ્તાદઃ કારી સિદ્દીક સાહબ સાંસરોદી દા.બ.

મદ્રસાઃ ફલાહે દારૈન તડકેશ્વર

(૧૬)

નામઃ કારી ઇસ્હાક બિન મોલાના ઝકિ લૂણત

રિવાયતઃ અશ્રએ સગીર, કબીર, સબા અને હફસ

ઉસ્તાદઃ કારી સિદ્દીક સાહબ સાંસરોદી દા.બ.

મદ્રસાઃ ફલાહે દારૈન તડકેશ્વર

(૧૭)

નામઃ કારી ઇકબાલ બિન કારી નૂર ઘડીયાળી

રિવાયતઃ કિરાઅતે સબા

ઉસ્તાદઃ કારી અહમદુલ્લાહ સાહબ દા.બ.

મદ્રસાઃ જામિઅહ ઇસ્લામિયહ તઅલીમુદ્દીન, ડાભેલ

(૧૮)

નામઃ કારી ઝૈદ બિન શિહાબુદ્દીન મુલતાની

રિવાયતઃ રિવાયતે હફસ

ઉસ્તાદઃ કારી સનાઉલ્લાહ સાહબ

મદ્રસાઃ જામિઅતુલ કિરાઅત કફલેતા

(૧૯)

નામઃ કારી ઇસ્માઇલ બિન મોલાના ઝકિ લૂણત

રિવાયતઃ કિરાઅતે સબા

ઉસ્તાદઃ કારી સલાહુદ્દીન સાહબ

**મદ્રસા:** દારૂલ ઇહસાન, બારડોલી

(૨૦)

**નામ:** કારી અબ્દુલ હય બિન મોલાના ઝકિ લૂણત

**રિવાયત:** કિરાઅતે સબા

**ઉસ્તાદ:** કારી સલાહુદ્દીન સાહબ

**મદ્રસા:** દારૂલ ઇહસાન, બારડોલી

(૨૧)

**નામ:** કારી અફઝલ બિન અબ્દુલ મજીદ રંગરેજ

**રિવાયત:** કિરાઅતે સબા

**ઉસ્તાદ:** કારી સલાહુદ્દીન સાહબ

**મદ્રસા:** દારૂલ ઇહસાન, બારડોલી

(૨૨)

**નામ:** કારી સોહેલ બિન મોલાના સઇદ પટેલ

**રિવાયત:** કિરાઅતે સબા

**ઉસ્તાદ:** કારી સલાહુદ્દીન સાહબ

**મદ્રસા:** દારૂલ ઇહસાન, બારડોલી

(૨૩)

**નામ:** કારી એજાઝ બિન અબ્દુલ હય કારિયા

**રિવાયત:** રિવાયતે હફસ

**ઉસ્તાદ:** કારી સિદ્દીક જોગવાડી

**મદ્રસા:** સુફીબાગ, સુરત

(૨૪)

**નામ:** કારી અબ્દુલ્લાહ બિન હાજી અહમદ હાફેઝજી

**રિવાયતઃ** રિવાયતે હફસ

**ઉસ્તાદઃ** કારી અહમદુલ્લાહ સાહબ દા.બ.

**મદ્રસાઃ** જામિઅહ ઈસ્લામિયહ તઅલીમુદ્દીન, ડાભેલ

(૨૫)

**નામઃ** કારી મહબૂબ બિન અનીસ રંગરેજ

**રિવાયતઃ** કિરાઅતે સબા

**ઉસ્તાદઃ** કારી સલાહુદ્દીન સાહબ

**મદ્રસાઃ** દારૂલ ઇહસાન, બારડોલી

(૨૬)

**નામઃ** કારી ગુલામ ફેન્સી

**રિવાયતઃ** રિવાયતે હફસ

**ઉસ્તાદઃ** કારી અબ્બાસ ધરમપૂરી રહ.

**મદ્રસાઃ** જામિઅહ ઈસ્લામિયહ તઅલીમુદ્દીન, ડાભેલ

(૨૭)

**નામઃ** કારી ઇસ્માઇલ મુબીન બુદી

**રિવાયતઃ** તજવીદ

**ઉસ્તાદઃ** કારી સાલેહ જોગવાડી

**મદ્રસાઃ** ફલાહે દારૈન તડકેશ્વર

## જામિઅહ દારૂલ ઇહસાન, બારડોલીની સ્થાપના

ભાઇ મુફતી મુહમ્મદ ઇબ્રાહીમ ગજિયા જામિઅહ ફલાહે દારૈન, તડકેશ્વરથી જયારે તા'લીમ પુર્ણ કરીને બારડોલીમાં આવ્યા, પ્રભુત્વશાળી આલિમ હોવાથી બારડોલી સિવાય બીજા મોટા મદ્રસામાં પઢાવી શકતા હતા, અને તે માટે તેઓને બોલાવવામાં

પણ આવ્યા, પરંતુ તેમણે પોતાનીજ વસ્તીમાં રહેવાનું પસંદ કર્યું કારણકે વૃધ્ધ માતા જીવીત હતા.

પ્રથમ બારડોલીના મુખ્ય મકતબથી દીની સેવા આપવાનું શરૂ કર્યું, તેમાંજ આગળ વધીને હિફઝ કલાસ શરૂ કર્યો, પછી એવુ પણ બન્યુ કે રાતના સમયે મીનારા મસ્જિદના નીચેના ભાગમાં હિફઝ કલાસ ચાલતા. તલબાઓએ સ્કુલની તા'લીમ સાથે સાથે હિફઝ પણ શરૂ કર્યુ. ફજરના સમયે ચા મસ્જિદમાં બની જતી, તલબા ઘરેથી રોટી કે બિસ્કિટ લઈને આવતા, જેથી મીનારા મસ્જિદ તેમની દર્સગાહ બની ગઇ.

બારડોલીના ભામ કુટુંબે એક જગ્યા આપવાની ઓફર કરી કે જે બારડોલીની પ્રખ્યાત મક્કી મસ્જિદના કિબ્લાની બાજુએ હતી, કે જેમાં પાયા લેવલ સુધીનું કામ થઇ ગયુ હતું. તેઓએ મદ્રસો બનાવવા માટે અલ્લાહને માટે વકફ કરી. આ દિવસોમાં ફિદાએ મિલ્લત હઝરત મોલાના સૈયદ અસ્અદ મદની રહ. એક ચળવળના અન્વયે બારડોલીમાં આવ્યા હતા. અને મારા માતાના મૃત્યુ પર મારા પિતાને તાઝિયત પણ તેઓ કરવાના હતા. તે સમયે બાંધકામ માટેનું કામ તેઓના હાથે શરૂ કરવામાં આવ્યુ. અને ઘણા ઉલમાઓની હાજરીમાં દુઆ કરાવવામાં આવી. અને બાંધકામનું કામ ચાલુ થયું.

લગભગ આજ દિવસોમાં હઝરત મોલાના પીર ઝુલફિકાર સાહબ દા.બ. ડાભેલ તેમજ આજુ બાજુના ગામોમાં પ્રથમવારજ આવ્યા, તેમના આગમન પર જામિઅહ ડાભેલમાં એક પ્રોગ્રામ થયો હતો. જે માટે ઉસ્તાદોને પ્રોગ્રામની જાણ કરવા માટે મદ્રસહ તરફથી

જે સરકયુલર ફેરવવામાં આવ્યુ હતુ, તેમાં હઝરત મોલાના પીર ઝુલફિકાર સાહબ દા.બ.ના નામ સાથે 'દારૂલ ઇહસાન, અમેરીકાના સ્થાપક'નો શબ્દ લખેલો હતો. લેખકને આ નામ ખૂબજ પસંદ આવ્યુ. અને મગજમાં બેસી ગયું. પછી જયારે બારડોલીમાં મદ્રસાનું બાંધકામ શરૂ થયું, અને દારૂલ ઇહસાન નામ રાખવાની ભલામણ કરવામાં આવી તો બધાએ આ નામ મંજુર કરી લીધું. પછી લેખકની મુલાકાત હઝરત મોલાના પીર ઝુલફિકાર સાહબ દા.બ.થી ઝામ્બિયામાં અને હરમૈન શરીફૈનમાં થઇ, ત્યારે મેં કહયું કે, તમે પસંદ કરેલા નામનો બારડોલીમાં મદ્રસો સ્થપાઇ ગયો.

જયારે બાંધકામ પુર્ણ થઇ ગયુ, ત્યારે તેના ઉદ્‌ઘાટન માટે કોઇ રૂહાનિય્યત વાળી વ્યકતિની જરૂરત ઉભી થઇ, ત્યારે અલ્લાહે તેમના ફઝલથી આની પણ વ્યવસ્થા કરી. તે દિવસોમાં મારા મોહસિન મુફતી અહમદ ખાનપૂરી સાહબનું ઘર અને મહેમાન ખાનું તૈયાર થઇ ગયુ હતું. તે સમયે હઝરત કારી અમીર હસન સાહબ હરદોઇ (ખલીફાઃ હઝરત શૈખુલ હદીષ મોલાના મુહમ્મદ ઝકરિયા સાહબ) આફ્રિકાના સફરથી પાછા આવી રહયા હતા. ત્યારે હઝરત મુફતી સાહબની દાવત પર એક દિવસ માટે ડાભેલ આવવાનું નક્કી થયુ હતું.

લેખકે આફ્રિકા ફોન કરી અમારા હઝરત ફકીહુલ ઉમ્મતના પ્રિય ખાદિમ મોલાના ઇબ્રાહીમ પાંડોર સાહબથી રજુઆત કરી અને તેમના દ્વારા હઝરત કારી અમીર હસન સાહબ થોડા સમય માટે બારડોલી તશરીફ લાવ્યા. અને જુમ્આની નમાઝમાં કારી અમીર હસન સાહબ રહ.નું મસ્જિદે અકસામાં બયાન થયું. અને

નમાઝ પછી દારૂલ ઇહસાનની નવી ઇમારતમાં તકમીલે હિફઝની મજલિસ થઇ, અને હઝરતના બયાન અને દુઆથી દારૂલ ઇહસાનનું ઉદ્દ્ઘાટન થયું. તે જ જુમ્આની રાત્રે લેખકે એક સારૂ સ્વપ્ન જોયું હતું, જેની તાબીરમાં દારૂલ ઇહસાન અને લેખક માટે ખૂબજ ભલાઇ હતી.

અત્યારે મદ્રસામાં હિફઝથી લઇને મિશ્કાત સુધી અને દારૂલ ઇફતા સુધીની તા'લીમની વ્યવસ્થા છે. શરૂથીજ ત્રણ વ્યકિતઓ તેના ટ્રસ્ટીઓ છે.

(૧) મુફતી ઇબ્રાહીમ ગજિયા

(૨) મુફતી ઉવૈસ બંગ

(૩) મુફતી મહમૂદ બારડોલી

અને સાથે સાથે મુફતી ઇબ્રાહીમ સાહબ મોહતમિમ તરીકે વધારાની સેવા પણ આપે છે.

ત્યાર પછી નવાપૂરમાં મદ્રસો સ્થાપવાની તક પ્રાપ્ત થઇ. ત્યારે મેં મારા મોહસિન મુફતી અહમદ ખાનપૂરી સાહબથી પુછયું કે, આ મદ્રસાનું નામ શું રાખવું જોઇએ? તો તેમણે કહયું કે હવે દરેક જગ્યા પર દારૂલ ઇહસાન નામ રાખો. અને માત્ર ગામનું નામજ બદલતા રહો, પછી હઝરતના કહેવાના બરકતથી બારડોલી, નવાપૂર, વ્યારા, કડોદ, સોનગઢ, માંડવી આ બધી જગ્યા ઉપર અલ્લાહની કૃપાથી આ નામના મદ્રસા કાયમ થઇ ગયા. અલ્લાહ પાક આ પવિત્ર સિલસિલાને કબૂલ ફરમાવે.



# હઝરત મોલાના સુલૈમાન સાહબ રહ.નું પવિત્ર જીવન એક નજરમાં

**નામ:** સુલૈમાન બિન મૂસા બિન મહમૂદ બિન સાલેહ

**કુટુંબની ઓળખ:** હાફેઝજી.

કુટુંબ વિશે પ્રખ્યાત છે કે અરબના કોઇ શહેરમાંથી ભારત આવ્યા હતા. 'હાફેઝજી' કુટુંબ અમારા નજીકના શહેર લાજપૂરના નજીક કછોલી તેમજ વાંકાનેર, બુટવાડા, સુરત, બોધાન અને બારડોલી વિગેરે ગામોમાં વસેલા છે. પાછળથી હાફેઝજી કુટુંબ વ્હોરા સમાજની એક શાખા તરીકે ઓળખાવા લાગ્યુ.

'વ્હોરા' સમાજની વિસ્તૃત ઓળખાણ મારા કુટુંબના કાકા પ્રખ્યાત લેખક અને શાયર 'મૂસાજી હાફેઝજી' જેઓ 'દીપક બારડોલી કર'ના નામથી પ્રખ્યાત છે, તેઓએ વિસ્તૃત વર્ણન કર્યું છે.

આને લગતા તેમના અમુક પુસ્તકો વાંચવા લાયક છે, જેમકે (૧) સુન્ની વ્હોરા (૨) વ્હોરા મહાજનો (૩) આફ્રિકાના દેશોમાં તાકતવર સુરતી વ્હોરાના કારનામા.

એવીજ રીતે હમારા જામિઅહ ડાભેલના ઇતિહાસકાર 'મુફતી અબ્દુલ કય્યૂમ સાહબ રાજકોટી'નુ પુસ્તક 'નુકૂશે બુઝુર્ગાં' નામના પુસ્તકમાં પણ થોડી ચર્ચા કરી છે.

**જન્મ સ્થળ:** બારડોલી, જિલ્લો: સુરત, ગુજરાત

**જન્મ તારીખ:** શાળાની એલ. સી. પ્રમાણે ૧૬મી નવેમ્બર ૧૯૨૦

**નિકાહ:** બારડોલીના પ્રખ્યાત ગજિયા કુટુંબના મર્હુમ હાજી મૂસાજી ફકીર ગજિયાની છોકરીથી નિકાહ થયા.

તે પણ જાણવા જેવુ છે કે, મર્હુમ પિતાજી જયારે બારડોલીના મકતબમાં ઈમ્તિહાન લેવા ગયા ત્યારે ઈમ્તિહાન આપનાર છોકરીઓમાંથી મારી માતા 'ફાતિમા' પણ હતા.

**લગ્ન તારીખ:** ૨૨મી ઓગષ્ટ ૧૯૪૮ ઈસ્વી

**મૃત્યુ તારીખ:** ૨૩મી ઓકટોબર ૨૦૦૯ ઈસ્વી

## તા'લીમ

શરૂઆતની તા'લીમ બારડોલીના મકતબમાં પ્રાપ્ત કરી, પછી જામિઅહ ઈસ્લામિયહ ડાભેલમાં લગભગ દોઢ વર્ષ સુધી અને ત્યાર પછી દારૂલ ઉલૂમ દેવબંદમાં ૧૯૪૧થી ૪૮ સુધી તા'લીમ પ્રાપ્ત કરી.

## અસાતિઝએ કિરામ

(૧) હઝરત શૈખુલ ઈસ્લામ મોલાના સૈયદ હુસૈન અહમદ મદની રહ.

(૨) શૈખુલ અદબ હઝરત મોલાના એ'ઝાઝ અલી સાહબ અમરોહવી રહ.

(૩) હઝરત અલ્લામા ઈબ્રાહીમ સાહબ બલ્યાવી રહ.

(૪) હઝરત મોલાના મેઅરાજુલ હક સાહબ રહ.

(૫) હઝરત મોલાના અબ્દુલ અહદ સાહબ દેવબંદી રહ.

(૬) હઝરત મોલાના કારી હિફઝુર્રહમાન સાહબ પ્રતાપગઢી રહ.

(૭) હઝરત મોલાના ઈદ્રીસ સાહબ કાંધલવીના તફસીરના સબકમાં પણ હાજર થતા હતા.

તદ્ઉપરાંત તે યુગમાં દારૂલ ઉલૂમ દેવબંદના અન્ય મોટા ઉલમાથી પણ ઇલ્મ હાસિલ કર્યું.

## શૈક્ષણિક તા'લીમ

ધોરણ ૧ થી ૫ સુધી શૈક્ષણિક તા'લીમ પ્રાપ્ત કરી, તેમ છતા ગુજરાતી, હિન્દી ભાષા અને ગણિતમાં સારી એવી ક્ષમતા હતી, અને થોડું અંગ્રેજી પણ જાણતા હતા.

## સબકના સાથી

હઝરત મોલાના મુહમ્મદ સાલિમ સાહબ કાસ્મી ઇબ્ને હકીમુલ ઈસ્લામ કારી મુહમ્મદ તૈયબ સાહબ અને હઝરત મોલાના અતીકુર્રહમાન સંભલી ઇબ્ને હઝરત મોલાના મન્ઝૂર નોઅમાની અમુક કિતાબોમાં આપના સાથી રહયા. ફિદાએ મિલ્લત મોલાના સૈયદ અસ્અદ મદની રહ. પણ તાલિબે ઇલ્મીના ઝમાનાના સાથી રહયા હતા.

## આપના અમુક મિત્રો

(૧) અદાઇ ઈલલ્લાહ હઝરત મોલાના ગુલામ મુહમ્મદ મૂસાજી કફલેતવી રહ.

(૨) હઝરત મોલાના મુહમ્મદ મેમી સિમ્લકી રહ. (મર્હુમના જીવન ચરિત્ર પર એક લેખ મર્હુમના નવાસા મુફતી મહમૂદ મેમી સિમ્લકી મુદર્રિસ જામિઅહ ડાભેલના કલમથી આ

પુસ્તકમાં લખાયેલ છે.)

(૩) ગોધરાના મોલાના ઈબ્રાહીમ ચિંતામની રહ.

(૪) મોલાના ઈસ્માઈલ સાહબ મનૂબરી રહ.

(૫) મોલાના અબ્દુસ્સમદ સાહબ વાંકાનેરી રહ.

(૬) મોલાના મહમૂદ દીનદાર ખોલવડી

(૭) મોલાના ઉમરખાં વ્યારાવાળા.

(૮) મોલાના ઈસ્માઈલ કઠોર

(૯) વાલોડનાં મોલાના યૂસુફ રંદેરા કોસાડીવાળા. (જેઓ સુફી સાહબના નામથી પ્રખ્યાત છે.)

(૧૦) મોલાના ઈબ્રાહીમ સાહબ જસાત, માંગરોલી.

(૧૧) મોલાના મુહમ્મદ જસાત, માંગરોલી. (મારા બનેવી મોલાના અબ્દુસ્સમદ જસાત સાહબના પિતા)

(૧૨) મોલાના ઘીવાલા આલીપૂર (યુ.કે.)

(૧૩) મોલાના મૂસા સામરોદી (મરકઝ નિઝામુદ્દીન, દિલ્લી) (પાછળથી વેસ્માામાં વફાત)

(૧૪) મોલાના મૂસા મટવાડી

(૧૫) હઝરત ભાઈ મિયાં સાહબ લાજપૂર

(૧૬) મોલાના મિનહાજુદ્દીન બરોડવી (મોલાના રફીક સા.ના પિતા)

(૧૭) મોલાના યૂસુફ સાહબ પીપળાવાલા (બારબાડોસ)

(૧૮) મોલાના હાશિમ રાવત નસીરપૂરી, શકરતલાવડી

(૧૯) મોલાના હાશિમ નસીરપૂરી (બ્રેડફોર્ડ)

(૨૦) મોલાના અબ્દુલ્લાહ સાહબ કાપોદ્રવી

(૨૧) મોલાના અબ્દુલ હક્ક ઉમરજી સાહબ કઠોરવી (સાઉથ આફ્રિકા)

(૨૨) મોલાના મુઇનુદ્દીન સાહબ મુરાદાબાદી

(૨૩) મોલાના અબ્દુલ હક્ક સાહબ સિમ્લકી રહ.

(૨૪) મોલાના મુહમ્મદ સઈદ બુઝુર્ગ સાહબ સિમ્લકી રહ.

(૨૫) મોલાના રશીદ અહમદ બુઝુર્ગ સિમ્લકી રહ.

(૨૬) મોલાના રશીદુદ્દીન સાહબ મુરાદાબાદી રહ.

(૨૭) મોલાના યૂસુફ સાહબ ઘરડા લાજપૂરી

(૨૮) મોલાના ખલીલ સાહબ લાજપૂરી, કેનેડા

(૨૯) કારી રમઝાન સાહબ મેવાત

(૩૦) મોલાના ઝકિના પિતા હકીમ ચાચા લુણત

(૩૧) કારી જલ્લાદ સાહબ

(૩૨) કારી સુલૈમાન સામરોદી (યુ.કે.)

## મોલાના ગુલામ મુહમ્મદ સાહબ કફલેતવી રહ.

મારા પિતાના ખાસ મિત્રોમાં કફલેતાના મર્હુમ મોલાના ગુલામ મુહમ્મદ સાહબ રહ હતા, તેઓને મારા પિતા સાથે ભાઇ જેવો સંબંધ હતો. તે માટે અમે બધા ભાઇ બહેનો તેઓને 'ગુલામ ચાચા' અને તેમની પત્નિને સકીના ચાચી કહેતા હતા. તેઓએ પણ અમને પોતાની સગા પરિવારની જેમ રાખ્યા.

લેખકને માતાના ઓપરેશન અને હજના મોટા સફરના કારણે બાળપણમાં તેમનાજ ઘરે કફલેતામાં રહેવાનો અવસર પ્રાપ્ત થયો. કફલેતાના મકતબ અને શાળામાં પણ જવાનું થયું, તે

રહેવાના સમયમાં મર્હુમ મોલાના ગુલામ સાહબના પરિવારે મારા સાથે ભાઇ જેવુ વર્તન કર્યુ અને આજ સુધી કરી રહયા છે.

મર્હુમ મોલાના ગુલામ મુહમ્મદ સાહબ ગુજરાતના દાવતો તબ્લીગના સ્થાપકોમાંથી છે, મર્હુમ કાઝી સાહબ પીરામણવાળાની સાથે મળીને ગુજરાતમાં દાવતો તબ્લીગની મહેનત શરૂ કરવામાં આપે ખૂબજ કોશિશ કરી છે.

લોકોમાં ભાઇ ચારો કરાવવો, મુશ્કેલ પ્રશ્નોનો નિકાલ લાવવો, નિકાહ કરાવવા આવા કામો ખુશી ખુશી કરતા હતા.

તેમનો પરિવાર નીચે મુજબ છેઃ

(૧) હઝરત મોલાના રફીક સાહબ, જે બારબાડોસની મોટી મસ્જિદમાં ખતીબ છે. અને હઝરત મોલાના કમરૂઝઝમાં ઇલાહાબાદી મ.ઝિ.ના ખલીફા છે.

(૨) જનાબ હાફિઝ ઐયુબ સાહબ જે ઘણા રસપ્રદ વ્યકિત છે, જેઓ 'બર્મિંગહામ'માં રહે છે.

(૩) મોલાના ઝુબેર સાહબ તેઓ પણ બર્મિંગહામમાં રહે છે.

(૪) હાફિઝ નઝીર સાહબ જેઓ દુબઇની એક મસ્જિદમાં ખતીબ છે.

(૫) એક છોકરી છે જે કારી યાકૂબ મામલા સાહબના નિકાહમાં છે.

(૬) બીજી પાંચ છોકરીઓ જેમાંથી ત્રણ ઈંગ્લેન્ડમાં એક બાર્બાડોઝમાં, એક સુરીનામમાં હઝરત મુફતી બશીર સાહબ પીપળાવાલાના નિકાહમાં છે.

અલ્લાહ તઆલા મર્હુમ મોલાના ગુલામ મુહમ્મદ સાહબ અને તેમની પત્નિની કબરોને નૂરથી મુનવ્વર કરે અને તેઓએ બંદાની જે સેવા કરી છે અલ્લાહ પાક દારૈનમાં એનો સારો બદલો આપે. આમીન. મર્હુમ ભાઇ અબ્દુલ અઝીઝ ચાચા હયાત છે.

## મારા પિતાની દીની સેવાઓ

સિમ્લકની 'મજલિસે ખુદ્દામુદ્દીન'માં લગભગ ૧૬થી ૧૭ વર્ષ સેવા આપી. ત્યાર પછી જીવનના આખરી સમય સુધી બારડોલીના મકતબમાં કુર્આન મજીદની સેવા આપી. આ સિવાય બારડોલીની અલગ અલગ મસ્જિદોમાં ઈમામતની સેવા પણ આપી. અને સાથે સાથે ખેતી કામ અને ઈંટો બનાવવાનો વ્યવસાય પણ કરતા રહયા.

૧૪ વર્ષ સુધી જામિઅહ ડાભેલના શૂરાના ખાસ સભ્ય રહયા. જમીઅતે ઉલમાએ હિંદથી જીવનભર સંબંધ રહયો. ગુજરાત દીની તા'લીમ બોર્ડના મકતબના ઈમ્તિહાન લેનારા રહયા. મજલિસે ખુદ્દામુદ્દીન સિમ્લકના ખાસ સભ્ય રહયા. અને તેની તમામ પ્રવૃત્તીઓમાં શામિલ રહયા. આ સિવાય અન્ય દીની સેવાઓ પણ આપી.

## દીની સફર

(૧) જીવનમાં ચાર વાર હજ કર્યા, તદ્ઉપરાંત ઉમરાહ માટે પણ સફર કર્યા.

(૨) બારડોલી 'મસ્જિદે અકસા'ના બાંધકામના ચંદા માટે ઈંગ્લેન્ડનો સફર કર્યો.

## બયઅત

તેઓએ બે બુઝુર્ગોથી ઈસ્લાહી રિશ્તો બાંધયો હતો.

(૧) હઝરત મોલાના મિયાં અસગર હુસૈન સાહબ મુહદ્દિષે દેવબંદી રહ.

(૨) હઝરત મોલાના મિયાં અસગર હુસૈન સાહબ રહ.ના ઈન્તિકાલ પછી 'શૈખુલ ઈસ્લામ હઝરત મોલાના સૈયદ હુસૈન અહમદ મદની રહ.'થી બયઅત થવાનો અવસર પ્રાપ્ત થયો.

મર્હુમ પિતાજી જયારે પોતાના શૈખની વાત કરતા તો આંખોમાં આંસૂ આવી જતા, અને ખૂબજ શ્રધ્ધાની સાથે પોતાના શૈખની સારી સારી વાતો બતલાવતા હતા.

મર્હુમ દૌરએ હદીષની પુર્ણાહુતી પછી સતત એક વર્ષ સુધી સફર અને મુસાફરીમાં હઝરત મદની રહ.ની સેવામાં રહયા.

મારી માતાને પણ હઝરત મદનીથી બયઅત થવાનો અવસર મળ્યો. મર્હુમ પિતાજીને બન્ને શૈખથી અપાર પ્રેમ હતો, જો કે તેમણે દારૂલ ઉલૂમ દેવબંદના શરૂઆતના વર્ષોમાં હઝરત મોલાના સૈયદ અસ્ગર મિયાં સાહબ દેવબંદી રહ.ના મેહમાન ખાનામાં રહયા હતા.

તેઓ હઝરત મદની રહ. અને હઝરત મિયાં સાહબ રહ.ની વાત કરતા કરતા એક અજીબ વાત કહે છે કેઃ

કયામતના મેદાનમાં જયારે ભયાનક અને ખતરનાક દ્રશ્યો હશે ત્યારે અલ્લાહની કૃપાથી અને મારા આ બે શેખોની બરકતથી ઈન્શાઅલ્લાહ! ઈઝઝત અને સારી અવસ્થામાં રહીશ. અને આ

સંબંધે આ રીતનો શેર પણ પઢતા હતા.

રોઝે મહશર જબ હોગા હોલ્નાકી કા આલમ
લપક કર પકડ લુંગા દામન અસ્ગરો હુસૈન કા

પોતાના બયઅતના શરૂના ઝમાનાનો એક વાકિઓ સંભળાવ્યા કરતા હતા, એક વખત મેં હઝરત શૈખુલ ઇસ્લામ રહ.થી રજુઆત કરી કે પાસ-અન્ફાસની પધ્ધતી તલ્કીન કરાવી દો.

ત્યારે હઝરત રહ.એ ઈર્શાદ ફરમાવ્યુંઃ સુલૈમાન! તેનો નંબર તો બહુ પાછળથી આવે છે, અત્યારે જે અવરાદ બતાવવામાં આવ્યા છે, તેને પાબંદીની સાથે કરતા રહો.

પોતાના શૈખથી પ્રેમ, શ્રધ્ધા અને સોહબતની સારી અસર રહી, જે આપના જીવનમાં જોઇ શકાતી હતી, ખાસ કરીને સાચી વાત કહેવાની હિંમત અને ખોટી વાત પર ટોકવુ તે અપના અગત્યના ગુણો વારંવાર આપના જીવનમાં જોવા મળતા. કોઇ પણ કારણ વગર રોબ પાડવો એ આપના જીવનમાં હતુજ નહીં. સચોટ વાત અચકાયા વગર કહી નાંખતા અને પોતાના બન્ને શૈખના ઘરવાળાઓ સાથે જીવનભર સંબંધ રાખ્યો.

## મારા પિતાજીનું કુટુંબઃ ભાઇ બહેન

સાંભળવા મળ્યુ છે કે દાદા મર્હુમ હાજી મૂસા મહમૂદ હાફેઝજીના એક નિકાહ આફ્રિકામાં થયા હતા, જેની વિસ્તૃત માહિતી પ્રાપ્ત થઇ ન શકી.

પરંતુ ભારતમાં આપનો બીજો નિકાહ બારડોલીના એક પ્રખ્યાત કુટુંબ 'ઇસ્રોલીયા'માં થયો, આ કુટુંબ ખરેખર 'માંકડા'

કુટુંબ છે, પરંતુ બારડોલીના નજીક ઈસ્રોલી નામની એક નાની વસ્તી છે થોડા સમય ત્યાં રહેવાથી આ કુટુંબ ઈસ્રોલિયા નામથી પ્રખ્યાત થયું. આજ કુટુંબમાં કારી ફકીર ઈસ્રોલિયા જેઓ હઝરત કારી અબ્દુર્રહમાન સાહબ મક્કી રહ.ના ખાસ શાગિર્દોમાંથી હતા, તેમની બહેન આમિનાની સાથે હાજી મૂસા સાહબનો બીજો નિકાહ થયો, તેમનાથી પાંચ બાળકો થયા.

(૧) મુહમ્મદ અલી (જેમનુ બાળપણમાં લગભગ ૧૨ વર્ષની ઉમરે અવસાન થયું.)

(૨) હઝરત મોલાના સુલૈમાન (જેમાના વિશે આ જીવન ચરિત્ર લખાઇ રહયું છે તે)

(૩) શોકત અલી

(૪) હાજી અબ્દુલ ખાલિક (જેઓ ભંગારનો ધંધો કરવાથી 'અબ્દુલ ભંગારવાળા'ના નામથી પ્રખ્યાત છે.)

(૫) હાજી યૂસુફ (જેઓ હાલ લંડનમાં છે.)

નોંધઃ મર્હુમ મોલાના સુલૈમાન સાહબના પિતા હાજી મુસા હાફેઝજી ભારતની આઝાદીની લડાઇમાં મુજાહિદ હતા. જેના કારણે તેઓ જેલમાં પણ ગયા, તે યુગના ભારતના લડાઇના બે લડવૈયા હઝરત મોલાના મુહમ્મદ અલી જોહર અને હઝરત મોલાના શોકત અલીના કારણે પોતાના બન્ને છોકરાઓનું નામ મુહમ્મદ અલી અને શોકત રાખ્યું.

અમિનાના મૃત્યુ થયા પછી હાજી મૂસા મર્હુમનો ડાભેલની એક વિધવા સ્ત્રી સાથે નિકાહ થયો, જે સાઉથ આફ્રિકાથી આવી હતી. તેનાથી ત્રીજો નિકાહ થયો, આ ત્રીજી સ્ત્રી રસૂલ બીબીથી

ત્રણ છોકરાઓ અને ચાર છોકરીઓ થઇ.

છોકરાઓઃ (૧) અબ્દુલ અઝીઝ (જેઓ બારડોલીમાં હયાત છે.) (૨) મર્હુમ ખલીલ અહમદ (૩) મર્હુમ શબ્બીર અહમદ (જેઓનું અનાવલમાં મૃત્યુ થયું અને ત્યાંજ દફનવિધી થઇ.)

છોકરીઓઃ (૧) જુબેદા (જેઓનો નવાપૂરના પ્રખ્યાત 'કાયદાવાલા' કુટુંબમાં નિકાહ થયા.)

(૨) આબેદા (જેઓનો લાજપૂરમાં 'બુલબુલિયા' કુટુંબમાં અબ્દુલ હફીઝ બુલબુલિયાથી નિકાહ થયો, જે લેખકના બાળકોની નાની અને લેખકની ફોઇ પણ થાય છે.)

(૩) આઇશા (જેઓના કફલેતાના પ્રખ્યાત આલિમે દીન કારી અબ્દુસ્સમદ મમધની સાથે નિકાહ થયો. જેઓએ બારડોલી અને આફ્રિકામાં સારી એવી દીની સેવાઓ આપી છે.)

(૪) ખદીજા (જેઓનો પણ બુલબુલિયા કુટુંબમાં હાજી અબ્દુર્રશીદ બુલબુલિયાથી નિકાહ થયો.)

નોંધઃ હાજી મૂસા સાહબની આ ત્રીજી પત્નિ રસૂલ બીબીની પ્રથમ શાદી જયાં થઇ હતી ત્યાંથી પણ તેમના અમુક બાળકો છે જેમાંથી ડાભેલના હાજી મહમૂદ ભીખા અને મોલાના અહમદ શાકિર ભીખા છે.

## મર્હુમ પિતાજીના બાળકો

મર્હુમ પિતાજીથી કુલ પાંચ બાળકો છેઃ

(૧) મર્હુમા મરયમ બીબીઃ

જેઓ લંડનના રહેવાસી હતા, જેમના પ્રથમ પતિ હાજી

મુહમ્મદ અછાલાથી ત્રણ બાળકો હતા. (૧) શોએબ (૨) સાલેહ (૩) શાહિદ. મૃત્યુ સમયે મોલાના અબ્દુસ્સમદ જસાતના નિકાહમાં હતા.

(૨) હાજી અહમદ:

દીની અને કોમી સેવાઓમાં કાર્યરત છે, જમીઅતે ઉલમા, દીની તા'લીમ બોર્ડ અને જમનાબા હોસ્પિટલથી પણ સંબંધ છે. અને અલ નૂર ટ્રસ્ટ, સાપ્તાહિક ઉમ્મીદ (સુરત), બારડોલી દારૂલ ઇહસાનની વર્કીંગ કમીટીના મેમ્બર અને અમુક સમય સુધી જામિઅહ ડાભેલના બાંધકામ કમીટીમાં સભ્ય રહી ચુકયા છે. તેમની પાંચ છોકરીઓ અને ત્રણ છોકરાઓ છે. (૧,૨) કારી અબ્દુલ્લાહ અને કારી હમ્માદ સાહબ, જેઓ પનામામાં સ્થાયી છે. (૩) કારી ઉબૈદુલ્લાહ, જેઓ નવાપૂર દારૂલ ઇહસાનમાં ખિદમત આપે છે.

(૩) ખદીજા:

જે ઇંગ્લેન્ડના 'બ્રેડફોર્ડ'માં સ્થાયી છે, તેમની ચાર છોકરીઓ હયાત છે અને એક છોકરા હાફિઝ ઇબ્રાહીમનું અવસાન થઇ ગયું.

(૪) મોલાના મુહમ્મદ મર્હુમ

(૫) મુફતી મહમૂદ (લેખક)

નોંધ:- મર્હુમ પિતાજીના બાળકોના નામો અને સંખ્યા વિશે હઝરત શૈખુલ ઇસ્લામ મદની રહ.નો એક વાકિઓ આ પુસ્તકમાં છે.

## મારા મર્હુમ ભાઇ મોલાના મુહમ્મદ હાફેઝજી

મારા મર્હુમ ભાઇનો જન્મ ૪/ જાન્યુઆરી ૧૯૬૦ ઇસ્વીમાં થયો, અને મૃત્યુ ૨/ સફર ૧૪૩૬ હિજરી અનુસાર ૨૬/ નવેમ્બર

૨૦૧૪ ઈસ્વીમાં લેસ્ટર, ઈંગ્લેન્ડમાં થયું.

## દીની તા'લીમ

બારડોલીના મકતબમાં તા'લીમ પ્રાપ્ત કર્યા પછી જામિઅહ ઇસ્લામિયહ, ડાભેલમાં હિફ્ઝ અને શરૂની તા'લીમ પ્રાપ્ત કરી, તેમના હિફ્ઝ પુરૂ કરવા પર મારા મર્હુમ પિતાજીએ ખૂબજ શાનદાર દાવત કરી હતી, જેના કારણે ઘણા લોકોને આશ્ચર્ય થયો હતો. ત્યારે પિતાજીએ કહયું કે હિફ્ઝ પુરૂ કરવું તે સાચ્ચી ખુશી છે જેના ઉપર આ દાવત છે.

મર્હુમ ભાઇ જામિઅહ ડાભેલની તા'લીમ પ્રાપ્ત કર્યા પછી નિઝામુદ્દીન ચાલ્યા ગયા. જામિઅહ ડાભેલના તે સમયના મોહતમિમ હઝરત મોલાના મુહમ્મદ સઇદ બુઝુર્ગ સાહબે તેઓને નિઝામુદ્દીન મોકલવાનો મશ્વેરો આપ્યો હતો. અને નિઝામુદ્દીન મરકઝ પર મદ્રસા કાશિફુલ ઉલૂમમાં બાકીની તા'લીમ પૂરી કરી. મારી જાણ મુજબ ગુજરાતના આ પ્રથમ તાલિબે ઇલ્મ એવા હશે કે જેઓએ મરકઝ કાશિફુલ ઉલૂમમાં દૌરએ હદીષની તા'લીમ પૂરી કરી. તેઓ મારા ભાઇ મર્હુમ મોલાના મુહમ્મદ સાહબ છે અને મારી જાણ મુજબ બારડોલી ગામના ઉલમાઓમાં સૌ પ્રથમ જમાઅતમાં એક વર્ષ લગાવનાર પણ તેઓજ હતા.

તેમનીજ બરકતથી હઝરતજી મોલાના ઇનામુલ હસન સાહબ રહ., હઝરત મોલાના મુહમ્મદ ઉમર સાહબ પાલનપૂરી રહ., હઝરત મોલાના ઝુબેર સાહબ રહ., હઝરત મોલાના ઉબયદુલ્લાહ સાહબ બલ્યાવી રહ., હઝરત મોલાના અહમદ લાડ

સાહબ મ.ઝિ., હઝરત મોલાના ઈબ્રાહીમ સાહબ દેવલા મ.ઝિ.ની સેવા કરવાની વારંવાર મને તક મળી.

ભાઇ મર્હુમની બરકતથી અમારા ઘરે હઝરત મોલાના ઉબયદુલ્લાહ સાહબ બલ્યાવી રહ., હઝરત મોલાના અહમદ લાડ સાહબ મ.ઝિ. હઝરત મોલાના ઈબ્રાહીમ સાહબ દેવલા મ.ઝિ., હાફિઝ પટેલ સાહબ રહ. પધાર્યા.

ઉપરાંત ભાઇ મર્હુમની બરકતથી લેખકને દિલ્લી મરકઝ નિઝામુદ્દીનમાં કેટલીય વખત રહેવાનો મોકો મળ્યો, અને 'નફહતુલ અરબ અને અબુ દાઉદ શરીફ'નો અમુક ભાગ 'શૈખુલ હદીષ હઝરત મોલાના ઇઝહારૂલ હસન સાહબ કાંધલ્વી રહ.'થી પઢવાનો અવસર પ્રાપ્ત થયો.

અલ્લાહ તઆલા આ સંબંધોની બરકતથી દુનિયા અને આખિરતમાં લેખકને માલામાલ કરે. આમીન

(ખુત્બાતે મહમૂદ ભાગઃ ૩/પેજ:૧૫૭)

## મારા મર્હુમ ભાઇ મોલાના મુહમ્મદના દીની સફરો

મારા મર્હુમ ભાઇએ દીની નિસ્બતથી દુનિયાના કેટલાય દેશોનો સફર કર્યો, હઝરત મોલાના અહમદ લાડ સાહબ મ.ઝિ. પોતાના પુત્રની જેમ રાખતા હતા. નિઝામુદ્દીનમાં તાલિબે ઇલ્મીના સમયમાં રસોડામાં ચુલ્હો સળગાવવા માટે લાકડીઓ કાપવી, રોટી બનાવવામાં મદદ કરવી, વાસણો ધોવા, આવનાર જમાઅતોની સેવા કરવી જેવા તકલીફ ભર્યા કામ ખૂબજ ખુશીથી કરતા હતા. અલ્લાહ પાક તેમની સેવાઓને કબૂલ કરે. આમીન

## શૈખુલ હદીષ હઝરત મોલાના ઝકરિયા સાહબ રહ.ની અનોખી સેવા

શૈખુલ હદીષ હઝરત મોલાના ઝકરિયા સાહબ રહ.ને એક વખત લોહી ઓછુ પડતા લોહી આપવાની જરૂર પડી તો મર્હુમ ભાઇને લોહી આપવાનો અવસર મળ્યો, હઝરત મોલાના મુહમ્મદ તલ્હા સાહબ દા.બ. આ સેવાને બરાબર યાદ કરીને તેને વારંવાર યાદ કરીને ચર્ચા કરે છે, અને હઝરત મોલાના અબ્દુર્રહીમ મોતાલા સાહબ આ ખિદમતને ‘ઇહસાને અઝીમ’થી યાદ કરતા હતા.

## મારા મર્હુમ ભાઇ મોલાના મુહમ્મદના નિકાહ

ઈંગ્લેન્ડ લેસ્ટરમાં મોલાના ઈસ્હાક બિન હાફિઝ અબ્દુલ હક્કની બહેનથી પહેલા નિકાહ કર્યા, આ નિકાહ મર્હુમના ઉસ્તાદ હઝરત મોલાના ઉબયદુલ્લાહ સાહબ બલ્યાવી રહ. (શૈખુલ હદીષ નિઝામુદ્દીન મરકઝ દિલ્લી)એ પઢાવ્યા. ડયુઝબરીના ઈજતિમામાં હઝરતે કહયું કે, મુહમ્મદ મારો છોકરો છે અને હું તેના નિકાહ પઢાવીશ.

તેમનું મૃત્યુ થયા પછી બીજા નિકાહ થયા, પણ તે તલાક થઈ. બીજા નિકાહ મોલાના અબ્દુર્રહીમ મોતાલા અને મોલાના મુહમ્મદ તલ્હા સાહબે પઢાવ્યો હતો. મર્હુમના બાળકોમાંથી એક છોકરો હાફિઝ ઉસામા અને બે છોકરીઓ સઈદા અને ફાતિમા છે.

## મર્હુમ ભાણો હાફિઝ ઇબ્રાહીમ રહ.

શરૂઆતમાં જયારે મારા ઈંગ્લેન્ડના સફર શરૂ થયા ત્યારે

મારી નાની બહેન ખદીજાનો છોકરો મર્હુમ ભાણો હાફિઝ ઈબ્રાહીમ રહ. મારા સાથે સફરમાં રહેતો હતો. અલ્લાહના ફઝલથી તેમના અંદર ઈલ્મ પ્રાપ્ત કરવાનો શોક પૈદા થયો, જેના કારણે તેઓ ભારત આવ્યા, અને મેં પોતે અને અન્ય બીજા ઉસ્તાદો દ્વારા સબક ચાલુ કર્યો, ખૂબજ મહેનત અને ધ્યાનથી પઢતા હતા. તેમની પત્નિનો સુવાવડનો સમય નજિક આવ્યો અને પ્રથમજ સુવાવડ હતી. તે માટે તેઓએ ઈંગ્લેન્ડ જવાનો ઈરાદો કર્યો, ભાગ્યની વાત હતી ઈંગ્લેન્ડ જવાના એક બે દિવસ પહેલા ડાભેલથી નવસારી જતા તેમનુ અકસ્માત થયું, અને તેમનુ મૃત્યુ થઇ ગયું.

મર્હુમ પિતાજીની તબિયત ઉપર તેનો ખૂબજ આઘાત થયો, ગુસલ અને કફન પછી અમારા નજીકના સંબંધી હાફિઝ યૂસુફ સાહબ મનિયાર સુરતવાલાએ સૂરએ યાસીન તિલાવત કરી, ત્યાર પછી પિતાજીએ મર્હુમને સંબોધીને એ વાકય કહયું જે આપણા નબી હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે પોતાના ફરઝંદ હઝરત ઈબ્રાહીમના મૃત્યુ પર કહયુ હતું:

وَإِنَّا عَلَى فِرَاقِكَ يَا إِبْرَاهِيمُ لَمَحْزُونُونَ.

ઓ ઈબ્રાહીમ! તારી જુદાઇ પર અમે ખૂબ ગમગીન છીએ.

મર્હુમ ભાણાને તેમના બાપ દાદાના ગામ સિમ્લકમાં દફન કરવામાં આવ્યા, મર્હુમ પિતાજીએ તેમની જનાઝાની નમાઝ પઢાવી, મર્હુમની પત્નિથી એક છોકરો જન્મયો, જેનુ નામ મુહમ્મદ ઈસ્માઈલ રાખવામાં આવ્યું. મર્હુમની પત્નિએ પાછળથી બીજા લગ્ન કરી લીધા, જેઓ હાલ સીંગાપૂરમાં રહે છે.

હઝરત શૈખુલ હદીષ મુફતી અહમદ સાહબ ખાનપૂરી

દા.બ. સાથે જયારે મહમૂદનો ન્યુઝિલેન્ડનો સફર થયો, ત્યારે મર્હુમના છોકરાની મુલાકાતના ઈરાદાથી સફરની વ્યવસ્થા એવી રીતે કરી કે સીંગાપૂરમાં થોડા સમય માટે રોકાવવાનું થાય, જેથી કરીને આવતા જતા સમયે સીંગાપૂરમાં રહેવાનું થયું.

અલ્લાહ તઆલા આ છોકરાને તેના મર્હુમ પિતા માટે સદકએ જારિયહ બનાવે. આમીન

## મર્હુમા બહેન મરયમની સારી ચર્ચા

મર્હુમાનો જન્મ ૧૦મી જુન ઈ.સ. ૧૯૪૭ના રોજ બારડોલીમાં થયો હતો. અને મૃત્યુ ૧૦મી નવેમ્બર ૨૦૧૫ના મંગળવારના રોજ લંડનમાં થયું. મર્હુમા ખૂબજ સેવાભાવી સ્ત્રી હતા, ઉલમા તેમજ નેક લોકોની સેવા ખૂબજ શોખથી કરતા હતા. લંડનમાં ભારતના મોટા ઉલમાઓની મહેમાની કરવાની વારંવાર તક મળી, મદ્રસાઓ, મકાતિબો મસ્જિદોમાં ખૂબજ દાન આપવામાં આગળ પડતો ભાગ લેતા હતા. સંબંધીઓ માટે વિવિધ ખૈરાતનો એક મોટો ભાગ રાખતા હતા.

મર્હુમાના ત્રણ છોકરાઓ છે: (૧) શોએબ (૨) સાલેહ (૩) શાહિદ.

મર્હુમા ઈબાદત, રોઝા અને નમાઝના ખૂબજ પાબંદ હતા. બાળકોની કેળવણી કરવામાં ખૂબજ ચિંતિત રહેતા હતા. શરઈ પર્દા સાથે ખરાબ કામોથી રોકવાનું કામ બરાબર કરતા અને હલાલ કમાઈ પ્રાપ્ત કરવાની ખૂબજ ક્ષમતા હતી અને એ કમાઈમાંથી દીની તેમજ કોમી કાર્યોમાં રકમ ખર્ચ કરતા હતા.

પ્રથમ નિકાહ પછી જયારે તલાક થઇ તો કેટલાય વર્ષો સુધી પાકદામની સાથે એકલમય જીવન પસાર કર્યું, મર્હુમ પિતાજીને તેમના બિજા નિકાહની ખૂબજ ચિંતા હતી. છેવટે શરઇ હુકમનું પાલન કરતા અને વિધવા વિવાહની સુન્નત પર અમલ કરતા જીવનના આખરી વર્ષોમાં તેમનો બીજો નિકાહ લંડન શહેરની 'સ્ટેમ્પફોર્ડહીલ'ની મસ્જિદમાં મોટા મજમાની હાજરીમાં લેખકને પઢાવવાનો અવસર પ્રાપ્ત થયો. અને આજ સમયે વિધવાઓ સાથે નિકાહ કરવા ઉપર એક ઉચ્ચ બયાન પણ થયું જે 'ખુત્બાતે મહમૂદ'માં જોઇ શકો છો.

## બનેવી મોલાના અબ્દુસ્સમદ સાહબની સારી વાતો

મારા બનેવી 'હઝરત મોલાના અબ્દુસ્સમદ જસાત સાહબ'એ બહેન મર્હુમાના બીમારીના દિવસોમાં એક ઉદાહરણીય પતિ બનીને સેવા કરી, અલ્લાહ તેમને સારો બદલો આપે.

મર્હુમાની વારસા વહેંચણી તેઓએ નિખાલસ અમાનતદારી સાથે અને પોતાના ભાગમાંથી પણ હમદર્દી સાથે ભોગ આપીને ઉદાહરણીય કારનામુ કર્યું, સચોટ વાત એ છે કે હર એક આલિમે બલ્કે મોમિને વારસાની શરઇ વહેંચણી આવી રીતે કરીવી જોઇએ. અલ્લાહ તેમને સારો બદલો આપે. આમીન

મોલાના અબ્દુસ્સમદ સાહબના પિતા મર્હુમ મોલાના મુહમ્મદ જસાત અને તેમની માતા સાથે મારા માતા પિતાનો જુના સમયથીજ સંબંધ હતો. તેના કારણે મોલાના મુહમ્મદ જસાતના મૃત્યુ સમયે મારા માતા પિતા તેમના ઘરે માંગરોલ ગયા હતા. અને

બે દિવસ સુધી રહયા હતા. તદ્ ઉપરાંત મારા પિતાજીના મૃત્યુ સમયે મોલાના અબ્દુસ્સમદ સાહબ આ જુના સંબંધના કારણેજ આવ્યા હતા, જોકે તે સમયે શાદીની કોઈ વાત ચીત પણ થઈ ન હતી.

તેમણે જામિઅહ ફલાહે દારૈન તડકેશ્વરથી દૌરએ હદીષ પુરૂ કર્યું છે. અને દુનિયાના કેટલાય દેશોનો સફર કર્યો છે. પોતાના ઉસ્તાદો તેમજ અન્ય ઉલમા અને સગા સંબંધીઓ પર છુપી રીતે ખર્ચ પણ બરાબર કરે છે.

આ આત્મ કથાને છપાવવામાં મોલાના અબ્દુસ્સમદ સાહબ તરફથી મારી મર્હુમા બહેનના ઈસાલે સવાબ માટે ખાસી એવી રકમ મળી છે. અલ્લાહ પાક તેમને સારો બદલો આપે. આમીન

મોલાના તહજ્જુદ અને તિલાવતના ખૂબજ પાબંદ છે અને ઝગડાની પતાવટ કરવા તેમજ સારી યુકિતઓની દૌલતથી અલ્લાહે તેમને નવાઝયા છે. ઉપરાંત વ્યવહારમાં તેમની દીનદારી જોવા લાયક છે.

તેમનો એક છોકરો હાજી યહયા દાંતોના ઉંચી ડીગ્રીના ડોકટર છે અને એક છોકરી ઓસ્ટ્રેલિયામાં સ્થાયી છે.

## મર્હુમા વાલિદહ

મારી માતા (લેખકની) ખૂબજ નેક, ઈબાદત ગુઝાર, દીનના પાબંદ હતા. તહજ્જુદ, અવ્વાબીન, ઈશ્રાક, ચાશ્તનો ખુબજ પ્રબંધ હતો. કુર્આને પાકની તિલાવત પણ પાબંદી સાથે કરતા, ખાવાનું તેમજ ચાય બનાવતા સમયે પણ તેમના જીભે ઝિક્ર ચાલુ રહેતુ હતું.

સુરત હાફિઝ યૂસુફ મનિયાર સાહબની માતા, બારડોલીના મોલાના ઉવૈસ બુદીની દાદી અને ખલીલ ભાઇ ભામની માતા સાથે ગાઢ સંબંધો હતા. આ બધા ભેગા મળીને બીજી મુસ્લિમ સ્ત્રીઓની દીની ચિંતા કરતા હતા. બારડોલીમાં તબ્લીગી મહેનત શરૂ કરવાવાળી સ્ત્રીઓમાંથી હતા.

અમુક લોકો કહે છે કે બારડોલીમાં શરઇ બુરખો પણ મારી માતાએ પહેરવાનું શરૂ કર્યું હતું, અને બીજાઓને શીખવ્યું.

મારી માતાનું મૃત્યુ ૨૭મી સપ્ટેમ્બર ૧૯૯૮માં થયું. મારી માતાનો સંબંધ બારડોલીના પ્રખ્યાત 'ગજિયા' કુટુંબથી હતો. મારા નાના 'હાજી મૂસાજી ફકીર ગજિયા' મસ્જિદ મદ્રસાના ટ્રસ્ટી તેમજ ખૂબજ સેવાભાવી વ્યકિત હતા. આશ્ચર્યજનક વાત એ છે કે મારા નાના અને દાદા બન્નેના નામ મૂસા છે.

નોંધઃ મારી માતાના બાળ કેળવણીના કિસ્સાઓ મારા પુસ્તક 'દીની બયાનાત'માં જોઇ શકો છો.

## મારા માતા પિતાનું મૃત્યું

લેખક (મુફતી મહમૂદ)ની માતા નું અવસાન તારીખ ૬/ ૬/ ૧૪૧૯ હિજરી અનુસાર ૨૭/ સપ્ટેમ્બર ૧૯૯૮ના રોજ થયું. મારા પિતા હઝરત મોલાના સુલૈમાન સાહબનું મૃત્યુ તારીખ ૪/ ૧૧/ ૧૪૩૦ હિજરી અનુસાર ૨૩/ ઓકટોબર ૨૦૦૯ના રોજ થયું.

બન્નેની દફનવીધી બારડોલીના પ્રખ્યાત 'મક્કી મસ્જિદવાળા કબ્રસ્તાન'માં થઇ. મારા પિતાના જનાઝામાં ઉલમાએ

કિરામની એક મોટી જમાત તેમજ સામાન્ય લોકોનો એક મોટો મજમો હતો.

ભાઇ મુફતી ઈબ્રાહીમ ગજિયા સાહબે મને એક વાત કહી:

મર્હુમ પિતાજીનું જીવન ઈર્ષા જગાડે એવું હતું, તેમજ મૃત્યુ પણ ઈર્ષા ભાવ જગાડે તેવું છે.

પિતાજીનુ મૃત્યુ શનિવારની રાત્રે મગરિબની નમાઝ પછી થયુ હતું, મગરિબની નમાઝ પણ બિસ્તર પર ઈશારા સાથે અદા કરી. નજીકમાં પોત્રીઓ સૂરએ યાસીનની તિલાવત કરતા હતા તે સમયે પણ સૂરએ યાસીનની તિલાવતમાં કોઇ પોત્રીથી ભૂલ થઇ તો તેની ભૂલ પણ બતાવી.

જનાઝાની નમાઝ મારા ઉસ્તાદ અને મારા મુશ્ફિક હઝરત અકદસ મુફતી અહમદ સાહબ ખાનપૂરી સાહબના હુકમથી મને (મુફતી મહમૂદ)ને પઢાવવાની તક મળી અને દફનવિધી પછી હઝરત મુફતી સાહબે દુઆ કરાવી.



## અલ્લાહના નેક બંદાઓની નજરથી જીવનમાં બદલાવ

## હઝરત શાહ અતાઉલ્લાહ બુખારી રહ. અને રઇસુલ અહરાર મોલાના હબીબુર્રહમાન લુધયાન્વી રહ.ની ભુમીકા

હઝરત પિતાજી(રહ.)નો તાલીમી સિલસિલો કેવી રીતે શરૂ થયો ? મારા પિતાજી કહેતા હતા કે, શરૂઆતથીજ મને ઉલમા અને નેક લોકોની ખિદમતનો શોખ હતો.

પ્રાથમિક શિક્ષણ બારડોલીમાં જ મેળવ્યુ.

ઈ.સ.૧૯૩૮માં બારડોલી નજીક 'કડોદ'(હરિપૂરા) ગામમાં કોંગ્રેસની એક મહત્વ પૂર્ણ સભા થઈ, જેમાં હઝરત મોલાના અબુલકલામ આઝાદ(રહ.), હઝરત શાહ અતાઉલ્લાહ બુખારી(રહ.) અને રઈસુલ અહરાર મોલાના હબીબુર્રહમાન લુધીયાનવી(રહ.) અને કોમના બીજા અન્ય લીડરો પણ આવ્યા હતા, અને આ બધાની રહેવાની વ્યવસ્થા બારડોલીમાં હતી અને ત્યાંથી'કડોદ' સભામાં અવર જવર થતી.

તેઓમાંથી હઝરત શાહ અતાઉલ્લાહ બુખારી(રહ.) અને રઈસુલ અહરાર મોલાના હબીબુર્રહમાન લુધીયાનવી(રહ.)નુ રોકાણ વ્હોરવાડ સ્ટેશન રોડ પર મર્હુમ મહમૂદ મિનજાનવાળા કે જેઓ મામુના નામથી પ્રખ્યાત હતા તેઓનાં ઘરે હતુ. પિતાજી તેમની સેવામાં જતા હતા તે સમયે આ બન્ને બુઝુર્ગોએ પિતાજીની સેવાથી ખૂશ થઈને પૂછયુ હતુ કે, બેટા ! તમે શું કરો છો, પિતાજીએ જવાબ આપ્યો કે

ઘરના કામકાજ કરૂં છું, મારા પિતાની મદદ કરૂં છું અને શાળામાં ભણુ છું.

બન્ને બુઝુર્ગોએ કહયુ કે, બેટા પઢીલો અને ઈલ્મ હાસિલ કરી લો ઘણોજ ફાયદો થશે.

આ બુઝુર્ગોની પ્રેરણાથી તેમના દિલમાં ઈલ્મ પ્રાપ્તિનો શોખ ઉત્પન્ન થયો અને ત્યાર પછી જામિઆ ડાભેલમાં પ્રવેશ લીધો.

પિતાજી કહેતા હતા કે, તે સમયે જામિઆ ડાભેલનાં શેખુલ હદીષ હઝરત મોલાના શબ્બીર અહમદ ઉસ્માની હતા, પિતાજીએ જામિઆ ડાભેલમાં દોઢ બે વર્ષમાં ફારસી ઉર્દૂ અને અરબીની પ્રાથમિક તાલીમ પ્રાપ્ત કરી ત્યાર પછી દારૂલઉલુમ દેવબંદમાં મીઝાન થી લઈ બૂખારી સુધીની તાલીમ પૂર્ણ કરી, તે સમયે દેવબંદના શેખુલ કુર્આએ કારી હિફઝુર્રહમાન સાહબ(રહ.) પાસેથી તજવીદની તાલીમ મેળવી અને રિવાયતે હફસમાં ક્ષમતા (મહારત) મેળવી.

## મોલાના અબુલ કલામ આઝાદની બારડોલીમાં બકરી ઇદ

આ કડોડ ગામના પ્રોગ્રામના દિવસોમાં ઈદુલઅદહા (બકરી ઈદ)ના દિવસો આવી ગયા તો મોલાના અબુલકલામ આઝાદેં ઈદુલઅદહા બારડોલીમાં મનાવી અને બારડોલીના ઈદગાહમાં તેમનુ બયાન પણ થયુ અને કુર્બાની પણ બારડોલીમાં જ કરી. (મોલાના બાઠા સાહેબની રિવાયત )

## એક હાસ્ય કથા જે હકીકત બની ગઇ; મામું નામ પડવાનું કારણ

'મામુ' નામ પડવાના કારણમાં અમુક હાસ્ય કથા કહેનાર એવુ કહે છે કે, ઘણી વખત ભાણાનું મોઢુ મામા જેવુ હોય છે તેનો અર્થ માતાના ભાઈ જેવુ મોઢુ સામાન્ય રીતે મામુ અને માતાનું મોઢુ બન્ને ભાઈ બહેન હોવાના કારણે સરખુ હોય છે.

હઝરત પિતાજીનો સ્વભાવ અને તજવીદો કિરાઅત તેમના સગા મામા હઝરત કારી સુલેમાન ઈસ્રોલિયા જેવો જ હતો જેમનું વર્ણન આ પુસ્તકમાં છે.

## ઉસ્તાદ કારી હિફઝુર્રહમાન સાહબ રહ. સાથે અનોખો સંબંધ

દારૂલઉલુમના શેખુલ કુર્રાઅ હઝરત કારી હિફઝુર્રહમાન સાહબ(રહ.) માછલીના શિકાર કરવાના બહુ જ શોખીન હતા અને તે સમયના માછલી પકડવાના અલગ અલગ સાધનો પણ રાખતા હતા, અસરની નમાઝ પછી અને જુમ્આના દિવસે દેવબંદના તળાવ પર માછલી પકડવા માટે જતા હતા.

પિતાજી શ્રેષ્ઠ તરવૈયા હતા, તેથી કારી હિફઝુર્રહમાન સાહબ(રહ.) માછલી પકડવા માટે તેમનેજ સાથે લઈ જતા જયારે શિકાર કરી પરત ફરતા તો કારી સાહબ પિતાજીને કહેતા સુલેમાન ! તફરીહ પૂર્ણ થઈ હવે સબક સંભળાવો અને પછી ચાલતા ચાલતા કુર્આનનો સબક સાંભળતા, કયારેક કહેતા સુલેમાન ! વુઝુ માટે કુવામાંથી પાણી લાવો.

## ઇલ્મથી ફાયદો ઉઠાવવાનો અનોખો શોખ; શૈખુલ હદીષ હઝરત મુફતી સઇદ સાહબ પાલનપૂરી સાથે એક ઇલ્મી વાર્તાલાપ

દીની વાતોને શીખવાનો અનોખો શોખ હતો ખાસ કરીને નવા મસ્અલાઓ ઉલમાએ કિરામથી સતત પૂછતા રહેતા હતા. અને ખૂબજ દલીલોવાળી ઈલ્મી વાર્તાલાપ પણ કરતા હતા.

એક વખત મારા ઉસ્તાદ હઝરત મુફતી સઈદ પાલનપૂરી સા. દા.બ. જામિઆ ડાભેલના વાર્ષિક જલસામાં આવયા હતા. ડાભેલ પછી હઝરત મુફતી સા.નો પ્રોગ્રામ જામિઆ નુરૂલ ઈસ્લામ દમણમાં હતો.

જામિઆ નુરૂલ ઈસ્લામના તે સમયનાં મોહતમિમ અને મારા ઉસ્તાદ જનાબ હઝરત મુફતી મુસા કછોલી સાહબ અને હાફિઝ શરીફ સાહેબે મારા પિતાને પણ આમંત્રણ આપ્યુ હતુ, ડાભેલથી જે ગાડીમાં દમણ જઈ રહયા હતા તે ગાડીમાં હઝરત મુફતી સાહબ પણ હતા.

ડાભેલથી દમણ સુધીનો આખો સફર જે તે સમયે સાડા ત્રણ કલાકનો હતો, મારા પિતાજીએ ખૂબ જરૂરી અને મહત્વના મસ્અલાઓ વિશે ચર્ચામાં પસાર કર્યો. આ ઈલ્મી ચર્ચાથી મુફતી સાહબ ખૂબ જ ખૂશ થઈ ગયા.

## શૈખુલ હદીષ મુહદ્દિષે ઝમાના હઝરત મોલાના યૂનુસ સાહબ સાથે ઇલ્મી ચર્ચા

એક વખત હજના સફરમાં વિમાનમાં શેખુલ હદીસ મુહદિસે

ઝમાના હઝરત મોલાના યુનુસ સાહબ સાથે સફરમાં મુલાકાત થઈ, અને કોઈક મસ્અલા વિશે હઝરતથી ચર્ચા થઈ જે ચર્ચામાં મુઅલ્લિમુલ હુજ્જાજ નામના પુસ્તકની એક ઈબારત હતી જે ચર્ચાનો વિષય બન્યો હતો.

હઝરત શેખ સાહબ મારા પિતાજીના નિખાલસ સ્વભાવી પ્રશ્નોના કારણે પ્રભાવિત થયા અને તેમના સાથીઓ ડરતા રહયા કારણકે આવા પ્રશ્નોનાં કારણે શેખની તબિયતમાં કોઈ તફાવત ન આવી જાય.

શેખ સાહબે પણ એક ખાસ અંદાજમાં સાથીયોને કહયુ કે :- યહ બડે મિયાં કોન હંય? તે સમયે શેખના સાથીયોમાં મદ્રસા મઝાહિરરૂલ ઉલૂમના ઉસ્તાદ હઝરત મોલાના જાફર બિન હઝરત મોલાના આકિલ સાથે હતા તો તેઓએ આ વાકિઓ વિસ્તૃતથી મને સંભળાવ્યો તે તેમના જ મોઢેથી સાંભળવાના લાયક છે.

## શૈખુલ હદીષ હઝરત મુફતી અહમદ ખાનપૂરી સાહબ સાથે ઇલ્મી ચર્ચા

અમારા ત્યાંનો પ્રખ્યાત ઊકાઈ ડેમની નજીકની એક મસ્જિદના ઉદઘાટનમાં ડાભેલથી હઝરત મુફતી સાહબ બારડોલી ઘરે આવ્યા અને અહીંયાથી મને અને મારા પિતાજીને મુફતી સાહબ સાથે જવાની તક મળી. બારડોલીથી ઊકાઈ સુધી વરસાઈ અને હિબાના મસ્અલાઓ ઉપર વિસ્તૃત ચર્ચા કરતા રહયા, આ રીતે આખો સફર દીની ચર્ચા સાથે પૂર્ણ થયો અને જયારે પણ કોઈ આલિમથી મુલાકાત થતી તો જરૂર ઈલ્મી ચર્ચા કરતા હતા.

## ઇબાદતો;
## મારા પિતાજીનો કુર્આન શરીફ સાથે લગાવ

પિતાજી કુર્આન શરીફ સાંભળવાના ખૂબજ શોખીન હતા, જયારે જામિઆ ડાભેલમાં કિરાઅતના જલસા થતા તો બારડોલીથી જામિઆમાં આવતા અને કિરાઅતની મજલિસમાં હાજર રહેતા.

જયારે પણ કોઈ સારૂ પઢનાર કારીથી મુલાકાત થઈ જતી તો તેઓને ઘરે લાવતા, તેમનો આદર કરતા અને પછી તેમનાથી કિરાઅત સાંભળતા.

હું જયારે પઢતો હતો ત્યારે  કારી બશીર આફ્રિકી જામિઆમાં પઢતા હતા, તેમના લગ્ન કફલેતામાં થયા હતા અને તેમની પત્નિ માલેગાંવમાં પઢતી હતી, તેઓ સમયાંતરે પત્નિને મળવા માટે જતા હતા. એક વખતે મારા પિતા સુરતથી આવી રહયા હતા અને કારી સાહબપણ તે જ બસમાં હતા, કારી સાહબ માલેગાંવ જઈ રહયા હતા, સુરતથી બારડોલી સુધી તેમને બસમાં જગ્યા ન મળતા તેઓ ઉભા ઉભા મુસાફરી કરીને થાકી ગયા હતા તેઓએ એવુ વિચાર્યુ કે, બારડોલીથી જગ્યા મળી જશે પણ બારડોલીથી જગ્યા ન મળી તો તેઓ બારડોલી ઉતરી પડયા.

રાતનો સમય હતો અને આ સમયે તેઓ કયાં જાય તો પિતાજી તેમને ઘરે લઈ આવ્યા અને ઓળખાણ કરાવી તેમને ખાવું ખવડાવી રાતનુ રોકાણ અમારા ઘરે કરાવ્યુ તયાર પછી તેમનાથી અને મારાથી પણ કુર્આન શરીફ સાંભળ્યુ. મારા પિતાજીને કુર્આનશરીફના મખારિજના કાયદાઓ  ખૂબ સારી રીતે યાદ હતા, મારી અમુક ભુલો

મખરજમાં થઈ તો તેની સુધારણા કરી અને કહયુ કે આ ભુલ ઈખફાની છે અહીં આ કાયદો લાગુ પડે છે.

આમ તેઓ પોતાના નાનાઓ ની ઈસ્લાહી ફિક્ર પણ કરતા હતા.

## કુર્આન શરીફ સાથેનો પ્રેમ

સારી રીતે કુર્આન પઢવાના અને સાંભળવાના સારા આશિક હતા, લાંબા સમય સુધી બારડોલીની વિવિધ મસ્જિદોમાં ઈમામત કરી. કુર્આન સંપૂર્ણ રીતે તજવીદ સાથે પઢતા હતા અને જયારે કોઈ સારા કારી સાથે મુલાકાત થતી તો તેમનાથી કુર્આન સાંભળવાની અને નમાઝ પઢાવવાની રજુઆત કરતા હતા. જયારે પણ કોઈ કારીની આવવાની ખબર મળતી તો બહુ જ ખુશ થઈ જતા.

હઝરતુલ ઉસ્તાદ કારી અહમદુલ્લાહ સાહબ જયારે પણ આવતા તો ખૂબ આગ્રહ કરી તેમણા પાસે નમાઝ પઢાવતા અને તજવીદો કિરાઅતની મજલિસોમાં ખૂબ શોખથી હાજર રહેતા.

જીવનના છેલ્લા દિવસોમાં બીમારીના કારણે કયારેક કયારેક બેહોશ થઈ જતા હતા, એક દિવસ બીમાર હોવા છતા બાળકોને નાઝિરા કુર્આન શરીફ પઢાવી રહયા હતા જેમા તેમનો સૌથી નાનો પૌત્ર સુલેમાન બિન મહમૂદ પણ હતો, તેઓને કુર્આન પઢાવતા પઢાવતા અચાનક બેહોશ થઈ ગયા તો આખા મહોલ્લામાં એવી ખબર ફેલાઈ ગઈ કે, મૃત્યુ થઈ ગયુ લોકો ભેગા થઈ ગયા મને ફોન દ્વારા જામિઆ ડાભેલમાં ખબર કરવામાં આવી, ચોથા પિરિયડમાંથી રજા લઈને હું ઘરે આવ્યો તો ખબર પડી કે, મૃત્યુની વાત ખોટી હતી અને ધીમે ધીમે હોશ આવી રહયો હતો.

જયારે હોશ આવ્યો અને આંખો ખોલ્યા પછી જયારે મારી ઉપર નજર પડી તો પ્રથમ પ્રશ્ન એ હતો કે મદ્રસાના સમયે અહીંયા કેમ ? આ સાંભળી મે ખૂબ જ આદર પૂર્વક જવાબ આપ્યો કે, તમારી ખબર સાંભળીને તમને જોવા માટે આવ્યો છું.

આ સાંભળી તેમણે કહયુ :– મૃત્યુ તેના સમય પર આવવાનુ જ છે પરંતુ મારી ઈચ્છા છે કે જયારે મારૂ મૃત્યુ થાય તો હું અહીં બાળકોને કુર્આન પઢાવતો હોવું અને તમે(મુફતી મહમૂદ) જામિઆમાં કુર્આન પઢાવતા હોવ. અલ્લાહુ અકબર ! શું વાત છે.

## મર્હુમ પિતાજીનો નમાઝનો અનોખો અંદાજ

તેમની નમાઝ ખૂબ અનોખી હોતી. ફર્ઝ સુન્નત અને નફલ બહુજ શાંતિથી પઢવાની ટેવ હતી. વઝીફા અને દુઆઓની ખૂબજ પાબંદી કરતા હતા.

## નમાઝમાં ખુશુઅ અને ખુઝુઅ

તેમની નમાઝ ફર્ઝ હોય કે નફલ, સફરમાં હોય કે ઘરે ખૂબ જ શાંતિથી પઢતા, દરેક નમાઝના સમયે જલ્દીથી જવાની કોશિશ કરતા અને સૌથી છેલ્લે નમાઝ પઢીને નીકળવુ એક રોજિંદો મામુલ હતો.નમાઝ અને દુઆઓની પાબંદીમાં કોઈ નડતર બને અથવા કોઈ વિક્ષેપ(ખલલ) પહોચાડવાનો પ્રયત્ન કરતા તો નારાજગી વ્યકત કરતા હતા.

# વધુ વરસાદમાં જમાઅત સાથે નમાઝની પાબંદીનો અમલ

બારડોલી મસ્જિદે અકસાના ઈમામ હઝરત મોલાના યુસુફ ઈસ્લામપૂરી કહે છે કે, એક વખતે ઈશાની નમાઝના સમયે બહુજ વરસાદ પડતો હતો, અંધારૂ પણ ખૂબ જ હતુ અને નમાઝનો સમય થઈ ગયો હતો, મસ્જિદમાં ઈમામ સા. અને મોઅઝ્ઝિન સા. વગર કોઈ ન હતુ કદાચ એવો સમય હતો કે જમાઅતની હાજરી છોડી શકાય પરંતુ ઈમામ સા. અને મોઅઝ્ઝિન સા.ને પૂરેપૂરો વિશ્વાસ હતો કે મોલાના સુલેમાન સા.તો જરૂર આવશે તેથી થોડીવાર રાહ જોઈએ, ઈમામ સા. કહેછે કે, મર્હુમ પિતાજી આટલો બધો વરસાદ અને ઘોર અંધારૂ હોવા છતા હાથમાં છત્રી અને માથા ઉપર રૂમાલ બાંધીને ધીમે ધીમે પલળતા પલળતા મસ્જિદમાં દાખલ થયા અને ઈમામ સાહબ સામે જોઈને આ શાયરી પઢી,

સજદો કે ઈવઝ ફિરદોસ મિલે મૌલા ! યે બાત મુજે મંઝુર નહિ,
બેલોસ ઈબાદત કરતાહું, બંદા હું તેરા મઝદૂર નહિ

# મર્હુમ પિતાજીની કેળવણી; તરબિયત કરવાનો અનોખો અંદાજ

મારા પિતાજી મારી નમાઝ પઢવા ઉપર ખૂબ ધ્યાન રાખતા હતા, હું ડાભેલથી અઠવાડીયામાં એક દિવસ ઘરે આવતો હતો તો સુન્નત એટલી શાંતિથી પઢી શકતો ન હતો જેટલી શાંતિથી મારા પિતાજી પઢી શકતા હતા. મને ઘરે આવવાની ઉતાવળ રહેતી હતી તે

સમયે મારા પિતાજી મારી સુન્નતો ઉપર ખૂબ જ ધ્યાન આપતા હતા, અને પછી ઘરે આવીને મારી માતાને કહેતા કે, તારો દીકરો મુફતી અને ખલીફા બની ગયો, પરંતુ હજુ સુધી તેની સુન્નતો અને નફલ નમાઝોમાં જે ખૂશુઅ ખૂઝુઅ આવવો જોઈએ તે નથી આવ્યો, પિતાજી કયારેક કયારેક આ શાયરી સંભળાવતા હતા,

ઈકબાલ બડા ઉપદેશક હેં, મન બાતો મેં મોહ લેતા હે,
ગુફતાર કા ગાઝી બન તો ગયા, કિરદાર કા ગાઝી બન ન સકા .

## પિતાજીની તરબિયત વિશે એક સ્વપ્નમાં ખુશખબરી

લગભગ હું જયારે અરબી સોમમાં પઢતો હતો ત્યારે એક સ્વપ્ન જોયુ, લાંબો સમય થયો હોવાને કારણે સ્વપ્નનો એક ભાગ ભૂલાય ગયો છે.

તે સ્વપ્ન કંઈક આ રીતે હતુ કે, તે સમયે બારડોલીમાં મસ્જિદે અકસા સામેનો ગાંધી રોડ બની રહયો હતો મસ્જિદની ડાબી બાજુએ આંબાનું ઝાડ હતુ મેં સ્વપ્ન જોયુ કે એક બહુ મોટી ગાડી છે જેમાં હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ બેઠા છે સાથે પિતાજી અને હઝરત મુફતી અહમદ ખાનપૂરી સાહબ તેમજ હું(મહમૂદ) પણ છું. આ મોટી ગાડી ચાલતી ચાલતી મસ્જિદના બાજુએ આવીને ઉભી રહી અને અમે બધા તે આંબાના ઝાડના નીચે ઉભા છે આ રીતનું સ્વપ્ન જોયુ.

મને (મહમૂદ) અરબી સોમથી જ હઝરત મુફતી અહમદ ખાનપૂરી સાહબના ઘરે જવાની તક પ્રાપ્ત થઈ છે અને હકીમુલ ઉમ્મત મોલાના અશરફઅલી થાનવીનું પુસ્તક (નશરૂત્તીબ) અસર પછી

હઝરત પાસે પઢતો હતો અને અરબી પંજુમમાં(સિરાજી) પણ હઝરત પાસે અસર પછી પઢતો હતો, આ સ્વપ્ન મેં હઝરતને કહયુ ત્યારે હઝરતે કહયુ : તમારા પિતા જે રીતે તમારી તરબિયત કરે છે તે કબુલ થવાની ખૂશખબરી છે. તમારા પિતા તમારી તાલીમ અને તરબિયત હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના નિરીક્ષણ હેઠળ સાચા માર્ગે કરી રહયા છે.

અલ્લાહ તઆલા તેની બરકતોથી દુનિયા આખિરતમાં માલામાલ કરે. આમીન....

દારૂલઉલુમ ગોધરાના મુફતી ઈબ્રાહીમ આછોદીએ મને કહયુ કે, જયારે અમે ડાભેલમાં પઢતા હતા તો જુમ્આના દિવસે મોલાના સુલેમાન અમને કયાંક ફરતા જોઈ જાય તો કહેતા કે તમે મદ્રસામાં પઢવા માટે આવ્યા છો કે ફરવા માટે. આવી રીતે તલબાની તરબિયત કરતા હતા.

## મર્હુમ પિતાજીનો સારા કાર્યોની દાવત અને ખોટા કાર્યોથી રોકવાનો જઝબો; નમાઝ વિશે મસ્જિદનાં ઇમામની ઇસ્લાહ

જો કયારેક મસ્જિદનાં ઈમામ સાહબ નમાઝ અથવા તરાવીહમાં ઉતાવળ કરતા જેમકે કિરાઅત, રૂકુઅ, સજદામાં તો તરતજ પિતાજી બધા લોકોની વચ્ચે તેમને ટોકતા અને ઈસ્લાહ કરતા.

## લોકોને હજની તરગીબ અને દાવત

પિતાજી લોકોને હજની બહુ તરગીબ આપતા હતા જો કોઈ

માલદાર સાથે મુલાકાત થતી અને તેનું હજ બાકી હોય તો તેને હજ વિશે વારંવાર કહેતા અને લોકોની વચ્ચે કહેતા કે ભાઈ જલ્દીથી હજ કરી લો.

આમ પિતાજીના કહેવાથી ઘણા લોકોએ હજ અદા કરી.

## દાઢી વિશે લોકોને તરગીબ

એવી જ રીતે દાઢી વિશે પણ લોકોને તરગીબ આપવી એ પિતાજીનું ખાસ કામ રહયુ છે, દાઢી વગરના કોઈ માણસ સાથે મુલાકાત થતી તો તરતજ તેને કહેતા કે, ભાઈ દાઢી રાખી લો અને આવી જ રીતે જે લોકો દાઢી કપાવતા હતા તેઓને કહેતા કે ભાઈ એક મુટ્ટી જેટલી દાઢી રાખી લો દાઢી તો ઈસ્લામની ઓળખ છે અને કહેતા દાઢી મુંડાવવી અને તેને કપાવવી બહુ મોટો ગુનોહ છે. જે માણસ આ ગુનો કરે છે તે ચોવીસ(૨૪)કલાક આ ગુનાહમાં લાગેલો રહે છે બાકી બીજા ગુનાહ એવા છે કે જેટલો સમય તેમાં લાગેલા રહયા એટલોજ સમય એમા ગણાય છે.

ખાસ કરીને જે કોઈ મુસલમાન હજ કરી ચુકયા હોય અને દાઢી ન રાખતો હોય તેમને ખાસ તરગીબ આપતા અને જો કોઈ હજમાં જતુ હોય અને જતી વખતે મુલાકાત કરવા માટે આવે તો તેની પાસે નિય્યત કરાવતા કે હરમૈનમાં જાવ છો તો દાઢી રખાવીને આવજો.

જો કોઈ આલિમે દીન અને તેમના દીકરા કે નજીકના સંબંધીથી મુલાકાત થતી અને તેની દાઢી ન હોય તો તેને ખૂબ જોરથી ઠપકો આપતા કે મોલ્વીના ભાઈ કે દીકરા થઈને દાઢી નથી રાખતા ? અને

તેનાથી દાઢી રાખવાની નિય્યત કરાવતા અને આજ સુધી દાઢી ન રાખવાનો જે ગુનોહ થયો તેની તોબા કરાવતા. તેમની આ મહેનત અને ફિક્રની બરકતથી ઘણા લોકોએ દાઢી રાખી લીધી.

એવીજ રીતે પગની ઘુંટી (ટખ્નોં)ના નીચે પેન્ટ કે લુંગી કે જભ્ભો પહેરનારની ઈસ્લાહ કરતા.

## સલામ કરવાની તરગીબ વિશે એક વાકિઓ

કુર્આનમાં અલ્લાહ તઆલાનો હુકમ છે કે, કોઈના ઘરે જાવ તો સલામ કરો ઘરવાળાની રજા લો પછી જ ઘરમાં દાખલ થાવ.

મારા પ્રિય મિત્ર હાજી ખલીલભાઈ ઈબ્રાહીમ ભામે પોતાનો વાકિઓ બતાવતા કહયુ કે, હું એક વખત કોઈ કામ અર્થે તમારા પિતાજીની મુલાકાતે ગયો, બહારથી બે વખત અવાજ આપી, કોઈ જવાબ ન મળતા મને એવુ લાગ્યુ કે ઘરનાં આગળના ભાગમાં કોઈ નથી બધા પાછળના ભાગમાં છે અને મારો અવાજ ત્યાં સુધી જતો નથી હું ઘરમાં દાખલ થયો તો મે જોયુ કે પિતાજી પાછળથી ધીમે ધીમે આગળ આવતા હતા પિતાજી આગળનાં દરવાજા સુધી આવીને કોઈ વાતચીત કર્યા વિના મને કહયુ કે ઘરની બહાર જાવ અને મને બહાર મોકલી કહયુ કે સલામ કરી અંદર દાખલ થાવ પછી મેં સલામ કરી અને હું અંદર ગયો અને મને બેસાડીને મસ્અલો સમજાવ્યો.

પિતાજીની આ તરબીયતની મારા ઉપર એવી અસર પડી કે તે દિવસથી જ હું જેના પણ ઘરમાં જાંઉ છું તો પહેલા સલામ કરૂં છું પછી ઘરમાં દાખલ થાઉ છું.

આ વાત મેં પોતે પણ જોઈ કે કોઈ મોટો માણસ પણ સલામ

કર્યા વિના કે રજા લીધા વિના આવતો કે રસ્તામાં સલામ કર્યા વિના મુલાકાત કરતો તો તરતજ તેને ઠપકો આપતા અને જયાં સુધી તે માણસ સલામ ન કરતો ત્યાં સુધી તેની કોઈ વાત ન સાંભળતા.

## જમણા હાથથી ખાવા તરફ ધ્યાન દોરવું; હક વાત કહેવાનો એક વાકિઓ

એક વખત પિતાજીના સાથીઓમાંથી એક સદર મુફતી અને શેખુલ હદીસ જેઓ મર્હુમ થઈ ગયા તેઓ ઘરે આવ્યા હતા, જમ્યા પછી અમારા વિસ્તારનાં રીવાજ અનુસાર વરીયાળી, ઈલાયચી, લવીંગ વગેરે આપવામાં આવે છે. અને તેને ખાવા માટે લોકોમાં એક ખોટો રીવાજ પડી ગયેલ છે કે જમણા હાથથી લઈને ડાબા હાથની હથેળીમાં મુકે છે અને પછી મોઢામાં નાંખી દે છે.

પિતાજી સુન્નતને અપનાવવાના ખૂબ શોખીન હતા, એક ખાસ અંદાજથી સાચી વાત તરફ ધ્યાન દોરતા કહયુ કે, શેખુલ હદીસ સાહબ તમે પણ લોકોની જેમ ખોટી રીતે વળીયારી ખાવ છો. ડાબા હાથથી વરીયાળી લો અને જમણા હાથની હથેળીમાં મુકો અને પછી ખાવ.

## જુઠનો એક નવો પ્રકાર

જીવનના આખરી હજ વખતે મકકા મુકર્રમાના નિવાસ દરમિયાન કોઈ સંબંધીની મુલાકાત થઈ તો પિતાજીએ કોઈક વાત પૂછી તો તેઓએ જવાબમાં કહયુ કે, (જેમકે આપણા ત્યાં એક રીવાજ છે કે કોઈ કામ વિશે પૂછવામાં આવે તો આપણે આપણા મોટાઓ સામે એવુ કહીએ છે કે તમારી દુઆથી આ કામ થઈ ગયુ)તો તેમણે

પણ એવો જવાબ આપ્યો કે "તમારી દુઆથી થઈ ગયુ".

આ સાંભળી પિતાજીએ કહયુ કે, જુઠ બોલો છો મેં કયારેય તમારા માટે આવી દુઆ નથી કરી અને આપણા લોકો કયારથી આવા નવા પ્રકારના જુઠમાં પડી ગયા છે અને આવા જવાબો આપે છે. સાચી વાત એ છે કે, તમે મને કયારેય આ કામ માટે નથી કહયુ કે દુઆનું પણ નથી કહયુ જેથી મેં દુઆ પણ નથી કરી તો પછી આવો જવાબ કેમ આપો છો કે તમારી દુઆથી કામ થઈ ગયુ ?

આના ઉપરથી મર્હુમની સચ્ચાઈનો અંદાજ આવી શકે છે, નહિંતર તો લોકો પોતાનો એહસાન બતાવવા માટે એવો અંદાજ અપનાવે છે કે એવુ લાગે છે કે તેમણે તે કામ માટે કોઈ ખાસ દુઆ કરી હોય.

નોંધ :– આ વાત સમયે મારા ઉસ્તાદે મોહતરમ મોલાના સુલેમાન ચોકસી(કાવી)જેઓ ભાઈ અહમદના ફારસી અવ્વલના સાથી પણ છે. તેઓ હાજર હતા તેમને પૂછીને આ વાતને વર્ણન કરવામાં આવી છે.

## આને નજર અંદાજ ન કરો

આવા સમયે અમુક વાતો ધ્યાને રાખવી જોઈએ :–

(૧) જો કોઈ માણસનો આપણા ઉપર દીની અથવા દુનિયાવી ઉપકાર(એહસાન) હોય તો તેના માટે દરેક જાઈઝ મકસદની દુઆ કરવી જોઈએ.

(૨) આ દુઆ ખૂબ જ પ્યારી છે. " આપણે દુઆ કરીએ કે અલ્લાહ દરેક મોમીનની દરેક જાઈઝ જરૂરત, સાચો મકસદ અને જાઈઝ મુરાદોને પોતાના ગેબના ખજાનાઓમાંથી પુરી કરે".

(૩) આપણા કોઈ ખાસ કામ માટે કોઈને દુઆનું કહયુ હોય અને જો તે કામ પૂર્ણ થઈ ગયુ હોય તો તેની જાણ કરી દેવી જોઈએ.

ઘણી વખત આપણે આપણા કોઈ બુઝુર્ગને કોઈ ખાસ કામ માટે દુઆની દરખાસ્ત કરીએ છે અને તેઓ પુરી ફિકર સાથે આપણા માટે દુઆઓ કરે છે અને આપણી હાલત એ હોય છે કે આપણે તે કામ પૂર્ણ થતા બેફિકર થઈ જઈએ છે. અને તેઓ પોતાની ફિકરથી દુઆઓ કરતા રહે છે જેથી કામ પૂર્ણ થતા જ જાણ કરી દેવુ જોઈએ.

## સંડાસના ચપ્પલ વિશે ખાસ તાલીમ

જે વ્યકિત બયતુલખલામાં જાય છે તેને અમુક વખતે કોઈ કારણસર ઉતાવળમાં જવુ પડે છે જેથી બયતુલ ખલાના ચપ્પલ તે જ દિશામાં હોવા જોઈએ જેના કારણે જનાર વ્યકિતને ચપ્પલ સીધા કરવામાં તકલીફ ના પડે, આવી વાતોમાં પણ પિતાજી ખૂબ ટોકતા અને અદબ શીખવાડતા કે જયારે પણ બયતુલખલાથી નીકળો ત્યારે ચપ્પલ એવી રીતે કાઢો કે અંદર જનારને સરળતા રહે, નીકળનાર તો જરૂરત પૂરી કરીને નીકળી ગયો પણ જો ધ્યાન આપીને ચપ્પલ સીધા કરી લે તો જનારને કેટલી સરળતા થઈ જશે.

## ચશ્મા પહેરવા માટેની ખાસ તાલીમ

ચશમાં પહેરવા પર પિતાજી કહેતા કે ચશમાની ફ્રેમ સાદી હોવી જોઈએ અને તેના કાચ ઉત્તમ પ્રકારના હોવા જોઈએ કારણકે ખરો મકસદતો કાચથી જોવાનું છે તો પછી ફ્રેમ ખૂબજ ઉત્તમ પહેરીને દેખાવ કરવાની શી જરૂરત છે.

## ટપાલ ટિકિટના ગુંદર વિશે હઝરત મદની રહ.ની એક વાત

એક વાર કોઈક જગ્યાએ ટપાલ રવાના કરવાની થઈ તો પિતાજીએ ટપાલ પર ટિકિટ લગાડવાનું કામ મને સોંપ્યુ, મેં થુંક વડે ટિકિટને ચોટાડવાનો પ્રયત્ન કર્યો અને આપણા ત્યાં પણ કંઈક આ રીતે જ ટપાલ ટિકિટ લગાડવાનો રીવાજ છે.

જયારે મને આ રીતે કરતા જોયુ તો કહયુ કે એક વખતે હઝરત શેખુલ ઈસ્લામ હઝરત મદની સામે મેં આવુ કર્યુ હતુ તો તેઓએ મને કહયુ હતુ કે એ સુલેમાન ! આ જે ગુંદર ટપાલ ટિકિટ અને કવર પર હોય છે તે પાક છે કે નહિ તેનો યકીન કઈ રીતે કરી શકાય ?

વાત પણ એવી છે કે ઝાડમાંથી નીકળેલો ગુંદર ટપાલ ટિકિટ પર વાપરવામાં આવતો નથી અને અમુક એવી કૃત્રીમ વસ્તુઓ વડે ગુંદર તૈયાર કરવામાં આવે છે કે જેની પાકીનુ યકીન હોતો નથી.

પિતાજી કહે છે કે હઝરતના આ ટોકવા પછી કોઈ દિવસ મેં આવુ નથી કર્યુ અને મને પોતે પણ યાદ છે કે ઘરમાં ગુંદરની એક ડબ્બી હતી જેમાં ઝાડનો ગુંદર રાખતા, જરૂરત સમયે આ ગુંદરનો ઉપયોગ કરતા.

## સ્વપ્નોની ખુબજ સુંદર ઇસ્લાહી તાબીર

જો કોઈ પિતાજીને સારૂ સ્વપ્ન સંભળાવતો તો તેનું સ્વપ્ન સારી રીતે સાંભળતા અને તેની તાબીર એવી આપતા કે તેના અંદર મોટાઈ ન આવી જાય અને નસીહત પણ કરતા કે સ્વપ્નમાં કોઈના માથા ઉપર

તાજ મુકવામાં આવે તો કોઈ રાજા નથી બની જતો, અમલમાં લાગેલા રહો, સારા કાર્યો કરતા રહો અને પોતાનું જીવન સુન્નત પ્રમાણેનું બનાવો.

આવી રીતે સ્વપ્નની તાબીરમાં ઈસ્લાહ પણ થઈ જતી હતી.

## અમલિયાત અને તાવીઝ

પિતાજીને અમલિયાત અને તાવીઝમાં પણ મહારત હતી, જેમાં તેમના ઉસ્તાદ હઝરત મદની તરફથી આપને કાયદેસરની પરવાનગી હતી.

અમલિયાત પણ લોકોની સેવાનો એક ભાગ છે. જેનાં દ્વારા ઘણા બધા પરેશાન લોકોની સેવા કરી શકાય છે. પિતાજી પોતાના શેખના અમલિયાત દ્વારા ડાભેલ, સિમ્લકના ઝમાનામાં અને બારડોલીમાં આવ્યા પછી પણ આ સેવા આપતા રહયા.

મને પોતે પણ વિવિધ જગ્યાએ વિવિધ આમિલોથી સંપર્ક રહયો, પરંતુ મર્હુમ પિતાજીના જેવી ચેક કરવાની મહારત કયાંય જોવા ન મળી. મગરિબની નમાઝ પછી પાણી અને મર્ચા ઉપર ફુંક મરાવવા માટે લોકો આવી જતા. વીંછીના ડંસેલા ઝેરને પણ સરળતાથી ઉતારી દેતા, આ સેવા અલ્લાહ વાસ્તે હતી, આના ઉપર કોઈ રકમ પણ લેતા ન હતા.

આ સંબંધે મોલાના અ.હય સાહબ બિસ્મિલ્લાહ રહ.નું ''કશ્કોલે અબ્દુલ હય'' જેને પુસ્તકનું રૂપ આપનાર ઉસ્તાદે મુહતરમ મુફતી અબ્બાસ સાહબ બિસ્મિલ્લાહ સદર મુફતી જામિઅહ ડાભેલ અને શૈખુલ હદીષ જામિઅતુલ કિરાઅત કફલેતાના પ્રથમ ભાગમાંથી આ ફકરો નકલ કરૂં છું.

## હઝરત મદની રહ.ની તાવીઝની નોટબુકની નકલ

હઝરત શૈખુલ ઈસ્લામ મોલાના સૈયદ હુસૈન અહમદ મદની રહ. નવેમ્બર ઈ.સ. ૧૯૫૬માં જમીઅતે ઉલમાએ હિંદના ૧૯ વર્ષિય વાર્ષિક જલ્સાથી ફારિગ થઈને ડાભેલ આવ્યા હતા. તે સમયે મેં અસર પછી મોલાનાથી પોતાની બયાઝની નકલની ઈજાઝત માંગી. હઝરત મોલાનાએ ખુશીથી ઈજાઝત આપી. અને કહયું કે અહિંયા કોઈની પાસે કોપી કરેલ નોંધપોથી હશે તેમાંથી નકલ કરી લો.

મેં કહયું કે, મોલાના સુલૈમાન સાહબ બારડોલી પાસે તમારી અર્પણ કરેલી તાવીઝની નોટબુક છે.

હઝરતે ફરમાવ્યું કેઃ તેમને બોલાવો! જેથી તેમને બોલાવીને હઝરતે કહયુંઃ 'ઈનકો નકલ કે લિયે અપની બયાઝ દીજીયો.'

જેથી હઝરત મોલાના સુલૈમાન સાહબે નકલ કરેલી નોટબુકમાંથી આ નોટબુકમાં કોપી કરી. પરંતુ અફસોસ છે કે હઝરતની વફાત પછી નકલનો મોકો મળ્યો.

અબ્દુલ હય બિસ્મિલ્લાહ

૧૭ શાબાન ૧૩૭૧ હિજરી

(કશ્કોલ અબ્દુલ હયઃ પેજ નં.૫૦૬)

## મારા પિતાજીની તાવીઝની નોટબુક

અલ્હમદુલિલ્લાહ ! આ નોટબુક મારી પાસે છે.

એક સમયે મને ખૂબ પ્રેમ અને મહેરબાનીથી અમલિયાતની

પિતાજીએ પરવાનગી આપી અને કહયુ કે મારા શેખ તરફથી મને જે ઈજાઝત આપવામાં આવી છે તે હું તમને આપુ છું અને નોટબુક મને આપી.

પિતાજી સિવાય મને અમલિયાતની પોતાના શેખ હઝરત અકદસ મુફતી મહમુદ હસન ગંગોહી(રહ.) તરફથી પણ ઈજાઝત છે અને આ ફનના અન્ય જાણકારો તરફથી પણ ઈજાઝત મળેલ છે.

પોતાના મોટેરાઓની આ અમાનત અલ્લાહના ફઝલો કરમથી બીજા અન્ય લોકોને આપવાની પણ તક મળી. અને મર્હુમ પિતાજીની નોટબુક તેમજ ફકીહુલ ઉમ્મતના મુજર્રબાત(અનુભવ) ઘણા બધા ભાઈઓ અને મિત્રોને આપ્યા જેનાથી લોકોને ખૂબ જ ફાયદો થયો, આ અન્વયે કારી આસિફ સાહબ સારસાવી(આણંદી), મોલાના મિસ્બાહ દેસાઈ(તડકેશ્વરી), મોલાના સલીમ સુરતી, મોલાના અહમદુલ્લાહ ઉદગાંવી(ઈરાની) આ નામો પ્રખ્યાત છે.



## મર્હુમ વાલિદ સાહબનો પઢાવવાનો અનોખો અંદાઝ

વાલિદ સાહબને અલ્લાહ તઆલાએ બચ્ચાઓને પઢાવવાની ઘણી સારી સલાહિય્યત આપી હતી, બચ્ચાઓને ઘણા લાડ પ્યારથી પોતાની પાસે બેસાડતા હતા, આ વાત ઘણી મશ્હૂર હતી કે શહેરના બધા મકતબોમાં જે બાળક કોઇ પાસે પણ ન ચાલી શકતો હોય તે અલ્હમ્દુલિલ્લાહ વાલિદ સાહબ પાસે ચાલી જતો હતો; કેમકે તેઓ ઘણા લાડ પ્યારથી પઢાવતા હતા; બચ્ચાઓ પર સખ્તી પણ કરતા હતા પણ તેમની શફકત અને મોહબ્બત સામે બચ્ચાઓ સખ્તીને ભૂલી જતા હતા. અને પોતાનુ નાઝિરહ પૂરૂ કરી લેતા હતા.

શફકતનો એ હાલ હતો કે અગર કોઇ બાળક પઢવા ન આવ્યો હોય તો પોતે તેના ઘરે જતા, અથવા ટેલીફોનથી મદ્રેસા ન આવવાનું કારણ પૂછતા, બીમાર હોય તો પૂછતાઃ શું તકલીફ છે? વિગેરે, પછી તેનો કોઇ દેસી ઇલાજ બતાવતા, અને પાણી, મર્ચા પર અમલ પઢી દમ કરી આપતા હતા, અને ઘણી વખત વગર કારણે ગેર હાજરી પર બાળકના વાલીને ઠપકો પણ આપતા હતા, અને સમજાવતા પણ હતા, જેના લીધે બાળક વગર કારણે ગેર હાજર રહેવાની હિમ્મત કરતો ન હતો.

## કુર્આને પાક અને તઅલીમુલ ઇસ્લામ પઢાવવાનો તરીકો

આખી જીંદગી કુર્આને પાક સહીહ તરીકા થી મખ્રજ,

ગુન્ના, મદ, ઈદગામ, ઈખ્ફા ઈઝહારની સાથે પઢાવવાનો મામૂલ રહયો, તજવીદની પૂરી રિઆયત કરી કુર્આને પાક પઢાવતા હતા, સૂરએ યૂસુફની આયત "لَا تَأْمَنَّا" માં ઈશ્મામ નાઝિરહમાંજ સીખાવી દેતા હતા.

અલ્હમ્દુલિલ્લાહ વાલિદ સાહબથી પઢનારા અસંખ્ય તલબા વિશ્વમાં અનેક જગ્યાઓ પર ફેલાયેલા છે, જયારે હું દુનિયાના વિવિધ દેશોની મુલાકાત લઉં છું તો તેમની પાસે પઢનારા લોકો સાથે મારી મુલાકાત થાય છે, મર્હુમ વાલિદ સાહબની હયાતીમાં તેઓ મારાથી એમની ખૈર ખૈરિયત પૂછતા હતા, અને વાલિદ સાહબ માટે હદિયો પણ મોકલતા હતા, વાલિદ સાહબના શાગિર્દોની ઘણી મોટી સંખ્યા ઈન્ગલેન્ડ, આફ્રીકા, કેનેડા, અમેરીકા, ન્યૂઝીલેન્ડમાં આજે પણ અલ્હમ્દુલિલ્લાહ વસે છે, એમાંથી ઘણા તો આજે હાફિઝે કુર્આન અને આલિમે દીન બની ચુકયા છે.

તઅલીમુલ ઈસ્લામ બાકાયદા સબકની જેમ પઢાવતા હતા, પહેલા બાળક પાસે ઈબારત પઢાવતા હતા, પછી તે ઈબારતનો મતલબ વિગતવાર સાદી ભાષામાં મુનાસિબ મિસાલો વડે સમજાવતા હતા.

જેમકે તઅલીમુલ ઈસ્લામમાં 'મની' વિશે મસ્અલો આવતો, અને તાલિબે ઈલ્મ નાબાલિગ હોય તો તેને સમજાવવા માટે ઘણી સારી મિસાલ આપતા હતા કે જેમ નાકમાંથી રીંટ નિકળે છે તેમ પેશાબની જગ્યાએથી એક ચીકણો પદાર્થ નિકળે છે, તેને 'મની' કહે છે.

# મોટી ઉમરના લોકો માટે મદ્રેસાનો ઇન્તિઝામ

હઝરત શૈખુલ ઈસ્લામ મૌલાના સૈયદ હુસૈન અહમદ મદની રહ. એ એક વખત મોટી ઉમરના મુસલમાનોંની કુર્આની તઅલીમના નિઝામ પર ભાર આપ્યો, કે બાળપણમાં મકતબમાં પઢેલું કુર્આન વખત જતા તિલાવતનો મામૂલ ન હોવાને લીધે, કે ઉસ્તાદને મોકા મોકા પર ન સંભળાવવાને લઇ ભૂલો જવા લાગે છે, અમુક વખત તો કુર્આન સદંતર ભૂલાય જાય છે, પઢતાજ નથી આવડતું, અને નમાઝમાં ઘણી ભૂલો જાય છે, જેથી મોટી ઉમરના વડીલો માટે કુર્આન સીખવવાનો કોઇ બંદોબસ્ત હોવો જોઇએ; જેથી કુર્આન પાકુ થાય, અને જરૂરી મસ્અલાની જાણકારી રહે, અને દીનની પાયાની વાતોનું શિક્ષણ મળે.

એક જગ્યા પર મોટી ઉમરના વડીલો માટે કુર્આન સીખવવાનો બંદોબસ્ત કરવામાં આવ્યો, સીખનારાઓમાં ઘણા ખરા એજયુકેટેડ લોકો હતા, પણ જયારે તેમની નમાઝ સાંભળવામાં આવી તો ખબર પડી કે ઘણા લોકો નમાઝની શરૂઆતમાં મોટી ભૂલ કરતા હતા, તકબીરે તહરીમા પછી સના પઢવા પહેલા લફ્ઝે ''સના'' બોલતા હતા, તે પછી સનાના કલિમાત કહેતા હતા.

**નોંધ:** ફુકહાએ એક મસ્અલો લખ્યો છે કે નમાઝમાં બિન જરૂરી બેથી વધારે શબ્દોનો ઉચ્ચાર થાય તો નમાઝ ફાસિદ થઇ જાય છે.

તેથી ઘણું જરૂરી છે કે મોટી ઉમરના લોકોમાં દરરોજ

અથવા અઠવાડિયામાં એક-બે દિવસ કુર્આનની તઅલીમનો સિલસિલો ચાલુ કરવામાં આવે.

બારડોલીમાં જયારે મસ્જિદે અકસાનું બાંધકામ શરૂ થયું ત્યારથીજ હઝરત વાલિદ સાહબ રહ.એ એક લાંબા વખત સુધી તઅલીમુલ ઈસ્લામ કિતાબમાંથી નમાઝ, અકીદાઓ અને દીની જરૂરી મસ્અલાઓ લોકોને સીખવવાનો એક સિલસિલો શરૂ કર્યો, આ મજલિસ ઈશા પછી વીસ પચ્ચીસ મિનિટ સુધી રહેતી હતી, ઘણા શોખથી લોકો તેમાં બેસતા હતા, જેની તરતીબ એ હતી કે ઈશા પછી મસ્જિદમાં તઅલીમનો હલ્કો લાગતો હતો, જેમાં એક દિવસ ફઝાઈલે આ'માલની તઅલીમ અને એક દિવસ તઅલીમુલ ઈસ્લામમાંથી વાલિદ સાહબ નમાઝ અને અકીદા અને મસાઈલ સિખવતા હતા, મર્હુમ મુહમ્મદ ભાઈ કુરૈશી દરરોજ ઈશાની ફર્ઝ નમાઝ પછી એ'લાન કરતા હતા કે આજે મસ્અલાની તઅલીમ છે કે ફઝાઈલે આ'માલની. અલ્હમ્દુલિલ્લાહ તેનાથી લોકોને ઘણો ફાયદો થયો.

## મકતબના બચ્ચાઓની તરબિયત

આપ મકતબના ઘણા માહિર ઉસ્તાદ હતા, અને અલ્લાહના ફઝલથી મર્હુમ પાસે કોઈ પણ બાળક -તે કેટલો પણ કમજોર કેમ ન હોય- ચાલી જતો હતો.

બારડોલીના ગુલામ ભાઈ લૂણત કહે છે કેઃ જે વખતે હમો પઢતા હતા તે વખતે મર્હુમ વાલિદ સાહબ બારડોલીની જુમ્અહ મસ્જિદમાં ઈમામત કરતા હતા, અને મર્હુમ વાલિદ સાહબની

આદત હતી કે જુમ્અહ મસ્જિદમાં નમાઝ પઢાવી તરત મીનારા મસ્જિદમાં આવી જતા, અને અહીં આવી પોતાના શાગિર્દોની નમાઝની હાલત જોતા કે આ લોકો રૂકૂઅ, સજદો, કયામ વિગેરે તેમજ બિજા રૂકનો સહીહ રીતે અદા કરે છે કે નહીં?

જે શાગિર્દની જે ભૂલ માલમ પડતી તેને યાદ રાખતા હતા, અને જયારે હમો એમની પાસે મદ્રેસામાં જતા તે વખતે એવણ તે ભૂલોની ઈસ્લાહ કરતા હતા.

પોતાના શાગિર્દોની તરબિયતનો આ એક ઘણો સારો તરીકો છે. અને ગુલામ ભાઇ લૂણતે એમ પણ કહયું કેઃ અત્યારે હમારી નમાઝો જે સહીહ છે તે મર્હુમ વાલિદ સાહબની તરબિયતના કારણે છે.

## મકતબના બચ્ચાઓને સલામ, મુલાકાતની તાકીદ

મહોલ્લામાંથી જે બાળકો હઝરત વાલિદ સાહબ રહ. પાસે પઢવા આવતા હતા તેમને તાકીદી હુકમ હતો કે વાલિદ સાહબ જયારે મસ્જિદથી નિકળે તો આવીને એમનાથી મુલાકાત કરે, એટલે વાલિદ સાહબ જયારે અસર, મગરિબ અને ઈશાની નમાઝની સુન્નતોથી ફારિગ થઇ મસ્જિદથી પરત ઘરે આવતા ત્યારે બધા બચ્ચાઓ પોતાના ઘરેથી નિકળી રસ્તામાં એમનાથી સલામ, મુલાકાત કરતા. અગર કોઇ બાળક મુલાકાત માટે ન આવ્યો હોય તો તેને અવાજ આપીને બોલાવતા, એની ખૈર ખૈરિયત પૂછતા, કે શું તે બીમાર છે? કયાં છે? મુલાકાત માટે કેમ આવ્યો નહીં? આમ

સલામ તરફ બચ્ચાઓનું ધ્યાન દોરતા હતા, તેમને પોતાનાથી માનૂસ કરતા હતા, અને આવી રીતે બચ્ચાઓમાં સલામ મુસાફહાની સુન્નતની રગ્બત, શોખ પૈદા થતો, અને એમને સલામની આદત પડતી હતી. આજે પણ અલ્હમ્દુલિલ્લાહ એ માહોલ બાકી છે.

## મહોલ્લાના બચ્ચાઓમાં સલામનો માહોલ

એની બરકતથી મહોલ્લાના બચ્ચાઓમાં સલામનો એક માહોલ બન્યો, મર્હુમના આ અમલની બરકતો આજે પણ જોવા મળે છે, જયારે પણ હું અસર, મગરિબ કે ઈશાની નમાઝ બારડોલીમાં પઢું છું, અને નમાઝથી ફારિગ થઇ ઘર તરફ જાઉં છું તો મહોલ્લાના બચ્ચાઓ એવીજ રીતે મને સલામ અને મુસાફહો કરે છે જેવી રીતે મારા મર્હુમ વાલિદ સાહબના ઝમાનામાં કરતા હતા.

## જામિઅહ ડાભેલથી લગાવ અને જામિઅહની ખિદમત

મર્હુમે જામિઅહ ડાભેલની ઘણી ખિદમતો કરી છે, હઝરત મોલાના મુહમ્મદ સઈદ સાહબ બુઝુર્ગ રહ.નો ઈન્તિકાલ મારા દૌરએ હદીષ શરીફના વર્ષમાં થયો હતો. એમના ઈન્તિકાલ પછી જામિઅહની નવી શૂરા બની, તો મર્હુમ વાલિદ સાહબને જામિઅહની નવી શૂરાના મેમ્બર બનાવવામાં આવ્યા. ચૌદ વર્ષ વાલિદ સાહબ જામિઅહની શૂરાના મેમ્બર રહયા, આપે ઘણી

મહેનત અને લગન સાથે શૂરાનું કામ કર્યું.

વાલિદ સાહબનું એક મોટું કામ એ છે કે અત્યારે જામિઅહ ડાભેલમાં ઈસ્લામી તારીખ પર પગારનો જે નિઝામ છે તે વાલિદ સાહબ મર્હુમના કહેવા પર થયો છે, શૂરામાં વાલિદ સાહબ આ વાત પર ઘણો ભાર આપતા કે: આપણી દીની સંસ્થાનો હિસાબ કિતાબ ઈસ્લામી તારીખ પર હોવો જોઈએ. અગર આપણી દીની સંસ્થાઓનોજ હિસાબ કિતાબ ઈસ્લામી તારીખ પર નહીં હોય તો પછી દુનિયામાં બીજે કયાં હશે? અને ઈસ્લામી અને અંગ્રેજી તારીખમાં અગિયાર દિવસનો ફરક હોય છે, તે અગિયાર દિવસનો વધારાનો પગાર પણ અપાવવાનો વાલિદ સાહબે કાનૂન બનાવડાવ્યો હતો. અલ્હમ્દુલિલ્લાહ!

મર્હુમ વાલિદ સાહબે જામિઅહની શૂરામાં ૧૪ વર્ષ ખિદમત આપી, પરંતુ જીંદગીમાં કયારેય પણ આવવા જવાનો ખર્ચ જામિઅહથી લીધો નથી, પોતાના ખર્ચાથી જામિઅહ આવતા જતા હતા, મર્હુમ આ મામલામાં ઘણો એહતિયાત રાખતા હતા.



## મહેમાન બની કોઇને ત્યાં જવા પર આપનો મામૂલ

મર્હુમ વાલિદ સાહબ જયારે કોઇને ત્યાં મહેમાન બની જતા હતા તો કેમકે દરેક જગ્યાએ આપના ચાહનારાઓનો વિશાળ વર્ગ હતો, જેમ કે લાજપૂર, કફલેતા, સિમ્લક, ડાભેલ આવતા તો જેમને ત્યાં જમવાનો ઇરાદો હોય તેમને પહેલેથી જાણ કરી દેતા હતા કે આજે હું તમારે ત્યાં જમવાનો છું અને ટાઇમ પણ બતલાવી દેતા હતા કે બીજા બધા સંબંધીને મળીને આટલા વાગે તમારે ત્યાં પહોંચી જઇશ.

## શિકારનો શોખ

મર્હુમને માછલી પકડવાનો પણ ઘણો શોખ હતો, બારડોલી પાસે વાલોડ નામે એક ગામ છે, ત્યાંના મશ્હૂર બુઝુર્ગ 'સુફી સાહબ' આપના ખાસ દોસ્તોમાંથી છે. તેમણે પોતે કહયું કેઃ મકતબની તઅલીમની જાંચ માટે જયારે વાલિદ સાહબ અહિંયા આવતા હતા તો જરૂરી કામો પતાવી કયારેક રાતે મારી સાથે નદી કીનારે જતા, અને માછલી પકડી ત્યાંજ સેકીને ખાતા અને ખવડાવતા હતા.

નસીરપૂરના આપના ખાસ દોસ્ત મર્હુમ મોલાના હાશિમ સાહબ જે મારા પીરો મુર્શિદ હઝરત મુફતી મહમૂદ હસન ગંગોહી રહ.ના ખલીફા હતા, અને જેમણે મહુવા પાસે 'શકર તલાવડી' ગામમાં 'બચ્ચોં કા ઘર' નામી મદ્રેસાની સ્થાપના પણ કરી, તેમની પાસે લાઇસન્સવાળી બંદુક હતી, અને મજલિસે ખુદ્દામુદ્દીનના

ઝમાનાથીજ મર્હુમ સાથે ઘણી સારી દોસ્તી હતી, તેમની સાથે જંગલ અને ખેતરોમાં શિકાર માટે પણ જતા હતા. તેમજ જે ઝમાનામાં આપ ડાભેલ, સિમ્લકમાં હતા ત્યારે માછલી પકડવા તળાવે જતા હતા અને કયારેક મોલાના અબ્દુલ હક મિયાં સાહબની સાથે શિકાર માટે જતા હતા.

## ખાવા, પીવાનો મામૂલ

મર્હુમ ખાવા, પીવાના ઘણા શોખીન હતા, તાકત, સ્ફુર્તી, અને ફાયદો પહોંચાડનારા ખોરાકને વધુ પસંદ કરતા હતા. સારૂં ખાવાનું ખાવાનો અને ખવડાવવાનો આપને ઘણો શોખ હતો.

આપના ખાવાનો અંદાઝ ઘણો અનોખો હતો, આખી જીંદગી કયારેય પણ તેમને પલાઠી મારી ખાતા નથી જોયા, ખાવાનું ઘણા ઇત્મીનાનથી ચાવી ચાવીને ધીરે ધીરે ખાતા હતા, નાના નાના કોડીયા લેતા, ઇત્મીનાનથી પાણી પીતા, હંમેશા ચાહત રહેતી કે ખાવામાં કંઇ મીઠુ હોય, અગર કંઇ મીઠુ ન હોય તો ગોળ મીઠા તરીકે ખાતા હતા, આ આદત દારૂલ ઉલૂમ દેવબંદના ઝમાનાથી હતી.

અગર કોઇ જલ્દી જલ્દી ખાતો હોય, તો તેના પર નારાઝગી જાહેર કરતા, અને ખાતી વેળા કોઇ સામે ઉભો રહે તે પણ આપને પસંદ ન હતું, અને કહેતા કે બધુ લાવીને મુકી દો અને સાથે શરીક થઇ જાઓ, સામે ઉભા ન રહો, અગર કોઇ ઉભોજ રહી જાય તો મજાકમાં તેને કહેતાઃ

કે તુ મને નજર લગાડી રહયો છે,

કયારેક કહેતા કેઃ હું કેટલું ખાઉં છું તું ગણે છે.

સાથે ખાનારાઓ જલ્દી ફારિગ થઇ જતા, તો તેમને કહેતા કેઃ હાથ ધોઇ લો અને પોતાના કામમાં લાગી જાઓ, હું તો ધીરે ધીરે આરામથી ખાઉં છું.

## સુન્નતની પેરવીમાં સરકાનો હંમેશા મામૂલ

એમ તો મર્હુમના ખાવામાં સાદગી પણ હતી, એકજ વખતમાં અલગ અલગ જાતની ઘણી બધી વાનગીઓ મર્હુમને પસંદ ન હતી.

મોહતરમ કારી યાકૂબ મમલા સાહબે મને કહયુંઃ દસ્તરખાન પર ખાસ સાલન તરીકે સરકો ફકત તમારા વાલિદ સાહબને ત્યાંજ જોયું, બીજે કયાંય જોયું નથી.

ઘરવાળાઓ સાથે ખાવા બેઠા હોય કે કોઇની દાવત હોય આપના દસ્તરખાન પર સરકો હંમેશા રહેતો, જેમ આપણે ત્યાં રિવાજ છે કે હલીમ, સમોસા, કબાબની સાથે ફકત ટેસ્ટ માટે સરકો ખવાય છે, પરંતુ મર્હુમ વાલિદ સાહબ સાલન તરીકે સરકો ખાતા હતા. ઘરમાં લીબુ હોય તો પણ કચુંબરમાં સરકોજ નાંખતા હતા.

## કપડામાં આપનો મામૂલ

આપ હંમેશા સફેદ કપડા પહેરતા હતા, બંદાએ કોઇ દિવસ રંગીન કપડા પહેરતા જોયા નથી. ઇદ અને જુમ્આના દિવસે

ઘણીવાર દારૂલ ઉલૂમ દેવબંદથી મળેલ અમામો પણ બાંધતા, કપડામાં ઘણી સાદગી હતી, ફેશ્નેબલ કપડા અને અંગ્રેજી વાળથી સખત નફરત હતી, એના પર ટોકવામાં તે કોઇની પણ શરમ રાખતા ન હતા.

## ખુશ્બૂમાં આપનો મામૂલ

અત્તરમાં આપને ઝોરિયમ (zoriyam) ખૂબજ પસંદ હતું, મારા મુશ્ફિક હઝરત મુફતી અહમદ સાહબ ખાનપૂરી દા.બ. વાલિદ સાહબ માટે ઝોરિયમનો હદિયો યાદ રાખીને મોકલતા હતા, અને આપના દોસ્ત કારી જલ્લાદ સાહબ પણ રીયુન્યનથી બરાબર ઝોરિયમ અત્તર મોકલતા હતા.

ગજવામાં હંમેશા ખજૂરનો ઠળીયો, ઇલાયચી, લવીંગના દાણા રહેતા હતા. અગર કયારેક ખાવામાં મોડું થઇ જાય તો ગજવામાંથી ખજૂરનો ઠળીયો કાઢી ચૂસતા રહેતા હતા અને કહેતા કે સફરમાં પણ અગર તરસ લાગે અને પાણીનો બંદોબસ્ત ન હોય ત્યારે પણ ઠળીયો ઘણો કામ લાગે છે. ગજવામાં હંમેશા નાનો ચાકૂ પણ સાથે રહેતો હતો.

## શુગરની બીમારી વિશે એક રમૂજ

મર્હુમને મીઠુ ખાવાનો ઘણો શોખ હતો, આપ મીઠુ બહુ ખાતા હતા, (જેમકે એ વિશે પાછળ વાત થઇ) કયારેક ખાવાની દાવતમાં મુસ્લિમ ડોકટરો પણ સાથે હોય તો બધાની સામે ડોકટરોથી પૂછતા કે: ડોકટર સાહબ શુગરની બીમારી શાનાથી થાય છે?

ડોકટર સાહબ કહેતા કે: મીઠુ વધારે ખાવાથી.

તો કહેતા કે: જુઠ્ઠુ બોલો છો, પછી કહેતા કે: હું આટલા વર્ષો થી બરાબર મીઠુ ખાઇ રહયો છું, પરંતુ મને કોઇ બીમારી નથી થઇ.

તો ડોકટરો કહેતા કે: મોલાના! તમારા પર તો અલ્લાહ તઆલાનો ફઝલ છે; એટલે આટલુ બધુ મીઠુ ખાવા પછી પણ તમને શુગરની બીમારી નથી.

અસલ વાત એ છે કે મર્હુમ મીઠુ તો ખૂબ ખાતા હતા પણ પોતાનું કામ અને બીજાઓનું પણ કામ કરતા રહેતા હતા. મકતબની તઅલીમથી ફારિગ થઇ વાડીમાં પસીનામાં લથબથ થઇ તનતોડ મહેનત કરતા હતા, અને જયાં સુધી ખેતરે જતા હતા ખેતરનું કામ પણ કરતા હતા, આ તનતોડ મહેનત પણ આપની તંદુરસ્તીનો એક રાઝ છે.

## મસ્જિદોમાં ફુઝૂલખર્ચી

મસ્જિદમાં નમાઝીઓની સંખ્યા મુજબ લાઇટ પંખા, ચાલુ રહે તેની આપને ઘણી ફિકર રહેતી હતી, વધારે લાઇટ પંખા ચાલુ રાખવાને આપ વકફના માલમાં ફુઝૂલખર્ચી સમજતા હતા. અગર કોઇ તબ્લીગી જમાઅત આવતી તો તેને પણ ઓછા પંખામાં કેવી રીતે કામ ચલાવી શકાય તેની તરકીબ બતાવતા હતા, એ માટે મસ્જિદના મુઅઝ્ઝિન સાહબને પણ ખાસ હિદાયત કરી હતી, જરૂરત વગર મસ્જિદની લાઇટ ચાલુ રાખવાના આપ સખત વીરોધી હતા.

## ચંદો આપવાની રીત

મદ્રસા અને દીની સંસ્થાઓને ચંદો આપવામાં તે મદ્રસાનો વાર્ષિક રીપોર્ટ સામે રાખતા, અને બોર્ડીંગમાં રહી ખાવા પીવા સાથેના કેટલા તલબા છે તે નઝર સમક્ષ રાખી ચંદો આપતા, અને ગયા વર્ષના ચંદાની રસીદ પણ સબૂત તરીકે ખાસ માંગતા હતા.

## શબેકદ્રમાં એક ખાસ અમલ

રમઝાનમાં દરરોજ મગરિબ, ઈશા પછી સદકો કરવાનો મામૂલ હતો, અને કહેતા કેઃ કોઈ પણ રાત શબેકદ્ર હોઈ શકે છે; એટલે આખો રમઝાન મગરિબ, ઈશાની વચ્ચે સદકો કરવાનો એહતેમામ કરૂં છું, જેથી બીજી ઈબાદતો સાથે શબેકદ્રમાં સદકો કરવાનો સવાબ પણ મળે.

## સદકાનો આમ મામૂલ

મારા વાલિદ, વાલિદહ હંમેશા દર અઠવાડીયે જુમ્આના દિવસે ગોશ્ત, ઈંડા, રાશન વિગેરે ગરીબોમાં નફલી સદકો કરતા હતા, અને તેમાં ઘરના બધા લોકો અને આવકના સાધનો વિગેરે તરફથી સદકાની નિય્યત કરતા હતા, અને હંમેશા એની મોટી મોટી બરકતો જોવામાં આવી.

## બારડોલી 'મસ્જિદે હાફેઝજી'ની જમીન

બાપ દાદાનો મહોલ્લો જે 'હાફેઝજી મહોલ્લા' થી મશહૂર છે

ત્યાં ખાનદાની વારસા વહેંચણીમાં ઘર બનાવી શકાય તેવો ઘણો મોંઘો પ્લોટ ભાગમાં આવ્યો હતો, જયારે મારા માટે ઘર બનાવવાની વાત ચાલી રહી હતી, ત્યારે તેમાંથી એક ભાગ બખ્શિશ તરીકે મને મકાન બનાવવા માટે આપવાની વાત આવી, પરંતુ મારી અહલિયાને એક ખાસ કારણથી ત્યાં ઘર બનાવવું મુનાસિબ ન લાગ્યું, અને તે મહોલ્લા અને આજુ-બાજુના લોકોની ઘણા વખતથી ચાહત હતી કે ત્યાં એક મસ્જિદ બને, મર્હુમ વાલિદ સાહબે તે આખી જમીન મસ્જિદ માટે વકફ કરી દીધી, અને પોતાના આ ફેસ્લા પર ઘણા ખુશ રહેતા હતા.

તે વકફના ફેસ્લા વખતે હું દીની સફર પર પરદેશ હતો, જયારે સફરથી આવ્યો, તો વાલિદ સાહબ મગરિબની નમાઝ અદા કરી ઘરના દરવાજે પહોંચ્યા હતા, અને હું કારથી નીચે ઉતરી રહયો હતો, ઘરના આંગણાંમાંજ મુલાકાત થઇ, મુસાફહો થયો, ગળે લાગ્યા, અને ત્યાંજ મને રોકીને અલ્લાહનો શુક્ર અદા કરી ઘણી ખુશી વ્યકત કરતા કહયું કેઃ બેટા! મેં એક ફેસ્લો લીધો છે, બતાવો તેમાં તમારી શું રાય છે? પછી જમીનના વકફની આખી વાત કરી. તે બાબતે મારા શબ્દો સાંભળી ખૂબજ ખુશ થયા અને પછી ઘરમાં દાખલ થયા.

## મહુવા મસ્જિદ માટે પોતાનું એક ખેતર વકફ

આખિરત માટે સદકએ જારિયહની પણ ઘણી ફિકર રહેતી હતી, એક વખત ગુરૂવારે સાંજે હંમેશની જેમ હું જામિઅહ

ડાભેલથી ઘરે પહોંચ્યો અને આપની સેવામાં હાજરી આપી તો એક લખાણ મને બતાવ્યું, તેમાં લખ્યું હતું કે 'મહુવા' જે બારડોલી પાસે એક ગામ છે, ત્યાં એક આખું ખેતર મર્હુમે મહુવાની નવી મસ્જિદ માટે વકફ કરવાની વસિય્યત લખી હતી.

મને તે લખાણ બતાવી કહયુંઃ તમારૂ શું કહેવું છે?

મેં કહયું કેઃ ઘણી સરસ વાત છે.

એના પર ઘણી ખુશી વ્યકત કરી, પછી આ મસ્અલા પર વાત-ચીત કરી કે મારી આ વસિય્યત સહીહ છે કે નથી?

મેં કહયું કેઃ અત્યારે તમારી જેટલી મિલ્કતો છે, તેમાંથી આ ખેતર એક તૃત્યાંશથી ઓછુ છે, અને આપે એને વકફ કરવાની વસિય્યત કરી છે તો આ વસિય્યત સહીહ ગણાશે, અને ઇન્શાઅલ્લાહ એના પર અમલ થશે.

મર્હુમના ઇન્તિકાલ પછી મોટી બહેનથી વાત કરી બંદાએ એક લખાણ તૈયાર કર્યું, અને એની નોટરી કરાવી 'મહુવા' મસ્જિદના ઝિમ્મેદારોને લખાણ સોંપી દીધું.

પછી મોટા ભાઇ અહમદ સાહબે પણ મહુવામાં મારા એક જુમ્આના બયાન વખતે તશરીફ લાવી એનું એલાન કર્યું, મર્હુમે મહુવાનું આખું ખેતર મસ્જિદ માટે વકફ કરી પોતાની આખિરત માટે ઘણું મોટું સદકએ જારિયહનું કામ કર્યું હતું.

## મર્હુમ વાલિદ સાહબના અખ્લાક અને આદતો
## આપની તવાઝુઅનો હાલ

આપની તવાઝુઅનો એ હાલ હતો કે કયારેય પણ

મજલિસમાં પોતાના માટે ખાસ અલગ બેઠક વ્યવસ્થાને પસંદ કરતા ન હતા, એક લાંબા સમય સુધી જામિઅહ ડાભેલના શૂરાના મેમ્બર રહયા, પણ કયારેય પણ કોઇ પણ જલ્સામાં સ્ટેજ પર નથી બેસ્યા, અહિંયા સુધી કે રમઝાનમાં આવનાર સફીરોને ચંદો આપતી વખતે રસીદ પર પોતાના નામની સાથે 'મોલાના' લખાવવું પણ પસંદ ન હતું, નામ સાથે દાદાનું નામ અને અટક એટલે કે 'સુલૈમાન મૂસા હાફેઝજી' લખાવતા હતા. જેથી અમુક સફીરો એમ સમજતા કે આપ ફકત હાફિઝે કુર્આન છે અને આપના નામની સાથે 'હાફિઝ' લખતા, ગર્ઝ પોતાના નામની સાથે મોલવીય્યતની ઓળખ પણ પસંદ કરતા ન હતા.

તવાઝુઅની એક વાત આ પણ હતી કે પોતાની હાથની લાકડી, ચંપલ અને પોતાની થેલી પોતે ઉઠાવતા હતા, બીજો કોઇ તે ઉઠાવે તે આપને પસંદ ન હતું, કોઇ આવીને હાથમાંથી લઇ લેતો તો પણ છીનવીને ફરીથી પોતેજ ઉઠાવતા હતા, અને મજાકમાં કહેતા કેઃ તુ લઇને ભાગી જશે.

આ મર્હુમનો તવાઝુઅ હતો કે પોતાની વસ્તુ બીજાને ઉઠાવવા દેતા ન હતા, અને કહેતા કેઃ હું એના લાયક નથી.

આ બધુ હઝરત શૈખુલ ઇસ્લામ મોલાના સૈયદ હુસૈન અહમદ મદની રહ.ની સોહબતનો અસર હતો.

## મહેમાનોનો ઇકરામ

મર્હુમની મહેમાન નવાઝી પણ ઘણી મશ્હૂર હતી.

જામિઅહ ડાભેલના દરજએ હિફ્ઝમાં ઘણાં લાંબા સમય

સુધી ખિદમત આપનાર ઉસ્તાદ મર્હુમ 'હાફિઝ ઇબ્રાહીમ ફડિયા સાહબે' પોતે મને કહયું કેઃ એક વખત બારડોલી મદ્રસામાં મકતબનું ઇમ્તિહાન લેવા જવાનું નક્કી હતું, અને નક્કી ટાઇમથી પહેલા મુમ્તહિન હઝરાતની જમાઅત પહોંચી ગઇ, આટલી મોટી જમાઅત જોઇ મેઝબાન હઝરાત વીચારમાં પડી ગયા કે આટલા બધા માણસોનો ખાવાનો ઇન્તિઝામ કેવી રીતે થશે?

મર્હુમ હાફિઝ સાહબે કહયું કેઃ આપના વાલિદ સાહબે તરત કહયું કેઃ બધા લોકો મારા ઘરે તશરીફ લઇ આવો, થોડી રાહ જોવી પડશે, પણ જે હશે સીધુ સાદુ તૈયાર કરી દઇશું.

## જંગલી કાગડાની દાવત

મારા ઉસ્તાદ 'હઝરત મોલાના રશીદ અહમદ બુઝુર્ગ સિમ્લકી રહ.'એ કહયુંઃ દેવબંદના પઢવાના ઝમાનામાં મોલાના અબ્દુલ હક મિયાં સાહબ રહ. -તે ઝમાનામાં સહારનપૂરમાં પઢતા હતા- દેવબંદ તશરીફ લાવ્યા, વાલિદ સાહબે હમારા બધાની દાવત કરી અને એક સ્વાદિષ્ટ સાલન બનાવી ખવડાવ્યું, ખાધા પછી પૂછવા પર કહયું કેઃ આ જંગલી કાગડાનું સાલન હતું, જે મેં તમારા માટે શિકાર કરીને લાવ્યો હતો. પછી ફિકહની કોઇ કિતાબની ઇબારત પઢી સંભળાવી.

## હઝરત મોલાના અબ્દુલ્લાહ સાહબ કાપોદ્રવી દા.બ.એ સંભળાવેલ કીમતી વાતઃ વખત ની કદર અને કીમત

હઝરત મોલાના અબ્દુલ્લાહ સાહબ કાપોદ્રવી સાહબ દા.બ.

એ મજલિસે ખુદ્દામુદ્દીનના ઝમાનાની વાત મને સંભળાવી કેઃ મર્હુમ વાલિદ સાહબ જે જગ્યા પર બેસતા હતા ત્યાં મોટા અક્ષરોમાં એક વાકય લખેલું હતું, તમો તમારૂ કામ કરો અને મને મારૂ કામ કરવા દો.

વાલિદ સાહબને ખોટા ટાઈમ પાસથી ઘણી સખત નફરત હતી, કોઇ પણ માણસ આવી ખોટો ટાઈમ વેડફે તે વાલિદ સાહબને બિલ્કુલ પસંદ ન હતું, એના પર ખુલ્લા શબ્દોમાં ટોકી દેતા હતા.

મર્હુમ વાલિદ સાહબ પોતાના ટાઈમ ટેબલના ઘણા પાબંદ હતા, જે કામનો વખત હોય, ખાવાનો, કે આરામ માટે, કે મુતાલઆ માટે કે ઈબાદત માટેનો વખત હોય તે વખતમાં કોઇ પણ આવી જાય તો કહી દેતા કે મારો આ વખત આ કામ માટે નક્કી છે.

## મુઆમલાત, લેવડ-દેવડ;
## દીની સંસ્થાઓના ઝિમ્મેદારો માટે ખાસ બે કિસ્સાઓ

''મજલિસે ખુદ્દામુદ્દીન''ના બધા હિસાબ વાલિદ સાહબ પાસે રહેતા હતા, હઝરત મોલાના અબ્દુલ્લાહ સાહબ કાપોદ્રવી દા.બ.એ પોતે મને આ વાત કહી કેઃ મજલિસની ઓફિસની ચાવી મોલાના અબ્દુલ હક મિયાં સાહબ મર્હુમ પોતાના નાડા (ઈજારબંદ) સાથે બાંધીને રાખતા હતા, અને ઘણા એ'તેમાદ સાથે કહેતા હતા કેઃ મોલાના સુલૈમાન સાહબ એટલો ચોખ્ખો હિસાબ રાખે છે કે અગર કોઈ અડધી રાતે પણ મારાથી મજલિસનો હિસાબ માંગે તો હું ગઈ કાલ સાંજ સુધીનો બધો હિસાબ તફસીલથી બતાવી શકું છું.

ખુદ હઝરત મોલાના અબ્દુલ્લાહ સાહબ દા.બ.એ પોતાનો એક કિસ્સો મને સંભળાવ્યો કે: એક વખત હું અને મોલાના હાશિમ સાહબ નસીરપૂરી (જેઓ પાછળથી બ્રેડફોર્ડ, યુ.કે.માં સ્થાયી થયા હતા) મજલિસના કામથી એક જગ્યાએ ગયા હતા, સફર દરમિયાન થયેલ ખર્ચની યાદી વાલિદ સાહબને જમા કરાવી રહયા હતા, વાલિદ સાહબ મર્હુમનો તરીકો એવો હતો કે જે કંઇ પણ ખર્ચ થયો હોય તેની પૂરી તફસીલ બિલ સાથે જોવા માંગતા હતા અને જોતા હતા, અહિંયા સુધી કે બસની ટિકિટ પણ એમની પાસે જમા કરાવવી પડતી હતી.

મોલાના અબ્દુલ્લાહ સાહબ કહેવા લાગ્યા કે: તમારા વાલિદ સાહબ બધા હિસાબ ચેક કરી એના પર ખરાના નિશાન લગાવતા જતા હતા, એક જગ્યા પર એમની પેન રોકાઇ ગઇ, જયાં ત્રણ 'ચા'નો હિસાબ લખ્યો હતો, વાલિદ સાહબે તરત પૂછયું કે: મજલિસ તરફથી આપ બે જણ ગયા હતા પછી આ ત્રણ ચાનો ખર્ચ કેમ? બે હોવી જોઇએ?

એના પર મેં અને મોલાના હાશિમ સાહબે કહયું કે: હમેં બન્નેવ સુરત રેલ્વે સ્ટેશન પાસે ચા પી રહયા હતા કે એવામાં એક ત્રીજા મોલાના સાહબ પણ ત્યાં આવી ગયા, તો એમને પણ ચા પીવડાવી દીધી.

એના પર વાલિદ સાહબ મર્હુમે કહયું કે: તે ત્રીજા મોલાના સાહબની મહેમાની તમારા ગજવામાંથી, મજલિસના હિસાબમાંથી તો ફકત બે ચાનો ખર્ચજ મળશે.

એના પર મોલાના અબ્દુલ્લાહ સાહબે મોલાના હાશિમ

સાહબને કહયું કેઃ મોલાના સુલૈમાનની વાત ઉસૂલી અને કાયદાની છે.

આપ હિસાબના મામલામાં ઘણા દયાનતદાર હતા.

## સગાવાલાઓ સાથે સારો વર્તાવ

મર્હુમ પોતાના સગાઓ સાથે ઘણો સારો વર્તાવ રાખતા હતા, નજીકના અને દૂરના બધા સગાઓના બધા હકો બરાબર અદા કરતા હતા, પોતાની ઝકાત, સદકા, લિલ્લાહના રૂપિયા અને બીજાઓએ વહેંચવા આપેલ ઝકાતના રૂપિયામાંથી એક ખાસ રકમ સગા સંબંધીઓ માટે અલગ રાખતા હતા, અને એમની જરૂરત મુજબ ખાસ તરીકાથી વખતો વખત એમને પહોંચાડતા હતા.

દૂર દૂરના સગા સંબંધીઓ સાથે આપણું શું સગપણ છે તે હમને સમજાવતા, પોતાના બન્નેવ તરફના સગાઓ એટલે કે લોહીનું સગપણ (બાપ દાદાથી ચાલેલ વંશવેલા મારફતના સગાઓ) અને સસુરાલી સગપણ બન્નેવ સગાઓના હક્કો અદા કરતા હતા.

અલ્લાહ તઆલા પોતે કુર્આન પાકમાં ફરમાવે છેઃ

وَهُوَ الَّذِيْ خَلَقَ مِنَ الْمَاءِ بَشَرًا فَجَعَلَهٗ نَسَبًا وَّ صِهْرًا ؕ (الفرقان:۵۴)

તર્જુમોઃ અને તે (અલ્લાહ તઆલા) તેજ છે જેમણે માણસને પાણી (એટલે કે મનીના ટીપા)થી પૈદા કર્યો, અને તેને લોહીના સગપણવાળો અને સસુરાલના સગપણવાળો બનાવ્યો.

એટલે કે જેવી રીતે લોહીનું સગપણ એક અલ્લાહની નેઅમત છે તેમજ સસુરાલી સગપણ પણ અલ્લાહની નેઅમત છે.

જુઓ! સસુરાલી સગાઓમાં અમુક સગાઓને તો શરીઅતે મહરમ ગણ્યા છે, મહરમ એટલે જેનાથી નિકાહ હરામ હોય, જેમ કે પોતાની પત્નિની માં, હવે તે પત્નિ નિકાહમાં હોય કે તલાક થઇ ગઇ હોય, તે જીવીત હોય કે ઇન્તિકાલ થઇ ગયો હોય તેની માં હંમેશ માટે હરામ છે, કુર્આન પાકમાં બીજી એક જગ્યાએ અલ્લાહ પાકનું ફરમાન છે:

وَاٰتِ ذَا الْقُرْبٰى حَقَّهٗ (بنی اسرائیل:٢٦)

તર્જુમો: અને તમે સગાવાળાઓના હક્કો અદા કરી દિયો.

આ આયતમાં અલ્લાહ તઆલાએ સગાઓના હક્કો અદા કરવાની તાકીદ કરી છે. તેમજ હદીષ શરીફમાં પણ સગાઓના હક્કો અદા કરવાની ઘણી ફઝીલત આવી છે. એક હદીષમાં છે:

عن ابی هریرة رضی الله عنه عن النبی صلی الله علیه وسلم قال: من سرّه ان یبسط له فی رزقه وان ینسأله فی اثره فلیصل رحمهٗ۔ (رواه البخاری)

આપ સલ.નું ફરમાન છે: જે માણસ ચાહતો હોય કે તેની રોઝી બહોળી કરી દેવામાં આવે અને તેની ઉમર લાંબી થઇ જાય તો તેને જોઇએ કે તે સગાવાળાઓ સાથે સારો વર્તાવ કરે.

બીજી હદીષમાં અલ્લાહના નબી સલ.એ ફરમાવ્યું:

عن جبیر بن مطعم عن النبی صلی الله علیه وسلم قال: لا یدخل الجنة قاطع۔ (رواه البخاری)

સગાવાળાઓ સાથે તઅલ્લુક તોડવાવાળો જન્નતમાં દાખલ થશે નહીં.

## સગાઓના હક્કો

વાલિદ સાહબ કુર્આન અને હદીષના આ હુકમ પર અલ્લાહના ફઝલથી આખી જીંદગી અમલ કરતા રહયા, અને

બીજાઓને પણ એની તાકીદ કરતા રહયા.

આજ કાલ આ વિષયમાં એક ખરાબી એ આવી ગઇ છે કે જે સગાઓ માલદાર હોય અથવા વગદાર યા હોદ્દેદાર હોય અથવા જેમનાથી કોઇ ગરજ હોય અથવા જેમનાથી કામ પડતુ રહેતું હોય અથવા જે સગાઓ મશ્હૂર હોય અથવા જેમની તરફ નિસ્બત કરવામાં ઇઝ્ઝત મળતી હોય તેમની સાથે તો લોકો સારો વહેવાર રાખે છે,

પરંતુ જયાં કોઇ દુન્યવી ફાયદો અથવા ગરજ ન હોય તેમની સાથે સારો વહેવાર રાખવામાં કોતાહી થાય છે; હાલાંકે જરૂરત એ વાતની છે કે દુન્યવી ફાયદાને ભૂલી જઇ ફકત અલ્લાહની ખુશી માટે સગાઓ સાથે સારો વહેવાર રાખવો જોઇએ, અને કુર્આન અને હદીષમાં આવેલ ફઝીલતોને હાસિલ કરવાની કોશિશ કરવી જોઇએ.

## આજના ઝમાનામાં સગાઓનો હાલ

આજના મોડર્ન ઝમાનામાં લોકોની જીવન શૈલી એવી બનતી જઇ રહી છે કે લોકો સગાઓથી દૂર થઇ રહયા છે, બલ્કે સગાઓને ઓળખતા પણ નથી અને સગાઓને બદલે દોસ્તો સાથે વધારે સંબંધ હોય છે, જરૂરત એ વાતની છે કે આપણે આપણા સગાઓને ઓળખિએ, અને એમની સાથે સારો વર્તાવ બનાવી રાખીએ.

બંદા વિશે પીરો મુર્શિદ હઝરત અકદસ મુફતી અહમદ સાહબ ખાનપૂરી દા.બ.નું કથન મશ્હૂર છે કેઃ આપણે દુનિયામાં જયાં પણ જઇએ છીએ મુફતી મહમૂદનો કોઇ ન કોઇ સગાવાળો તો

મળીજ જાય છે, અને તેઓ એમને મળવા જાય છે.

મર્હુમ વાલિદ સાહબ આખી જીંદગી પોતાના દૂરના અને નજીકના બધા સગાઓ સાથે સારો વહેવાર રાખતા હતા, અને જયારે પણ કોઇ ગામ જતા અને ત્યાં કોઇ સગાવાળો રહેતો હોય, એ દૂરનો સગો કેમ ન હોય એમની ખબર લેવા જરૂર જતા, અને ગામમાં રહેતા બીજા સગાઓથી પણ મુલાકાત કરતા રહેતા હતા.

બલ્કે કુટુંબમાં જે સગાવાળા નાના સમજવામાં આવે છે, જેમ કે પોતાના પોત્રા, નવાસા, ભાઇ બહેનના પોત્રા, નવાસા તેમની સાથે પણ સારો વહેવાર રાખતા હતા.



## વાલિદ સાહબના હજના સફરો

મારી યાદ અને જાણકારી મુજબ હઝરત વાલિદ સાહબ રહ. એ પહેલો હજ મર્હુમહ વાલિદહની સાથે ૧૯૭૩ ઇ. માં અદા કર્યો હતો, તે ઝમાનામાં આજના જેવી સગવડો ન હતી, બારડોલીથી સુરત જવા માટે બારડોલી રેલ્વે સ્ટેશને પહોંચ્યા, અને ત્યાંથી ટ્રેનમાં બેસી સુરત આવ્યા, પછી ત્યાંથી બોમ્બે ગયા, અને વાપસી પણ આવી રીતેજ થઇ.

હાફેઝજી મહોલ્લાવાળા ખાનદાની ઘરથી રેલ્વે સ્ટેશન ઘરના ટ્રકમાં બેસી ગયા હતા, તે ઝમાનામાં ઓછા લોકો હજ પઢવા જતા હતા, જેથી ગામના ઘણા લોકો; ખાસ કરી સગાવાળાઓ સ્ટેશન સુધી રવાના કરવા આવ્યા હતા, અને ખૂબ દુઆઓ થઇ, તે વખતે હજના સફરમાં હઝરત શૈખુલ હદીષ મોલાના ઝકરિયા સાહબ રહ. પણ પોતાની ફેમેલી સાથે તેજ સ્ટીમરમાં સફર કરી રહયા હતા.

તે પછી બીજા બે હજ વાલિદહ મર્હુમા સાથે અદા કર્યા, આમ વાલિદ વાલિદહ એ સાથે કુલ ત્રણ હજ કર્યા હતા.

## પહેલી વખત હજના સફર પછી ઘર બળી જવાનો અનોખો કિસ્સો

મર્હુમ વાલિદ સાહબના પહેલા હજના સફર પછી હમારૂં આખું ઘર બળી ગયું હતું, ઘરની કોઇ વસ્તુ બચી ન હતી, ફકત એક કુર્આન મજીદની પ્રત અને અમુક સિક્કાઓ -જે હઝરત મદની રહ.એ આપ્યા હતા- તે બચી ગયા હતા.

હઝરત મદની રહ.ના તબર્રૂકાતમાંથી એક 'ચલણી સિક્કો' બંદા પાસે પણ બરકતના તૌર પર મૌજૂદ છે.

ઘર બળી જવાનો કિસ્સો મારા મોટા ભાઇ અહમદે વીગતે લખ્યો છે, તેઓ લખે છે કેઃ

૧૯૭૩ ઇ.માં મારી (અહમદની) મંગણી ડાભેલના તબ્લીગી જમાઅતના ઝિમ્મેદાર 'મર્હુમ ઉસ્માન ભાઇ ચુનારા'ની છોકરી સાથે કરાવી વાલિદ સાહબ પહેલી વખત સ્ટીમરથી હજના સફર માટે રવાના થયા. ૨૯ અથવા ૩૦ શા'બાનના મક્કા પહોંચ્યા અને રમઝાનથી લઇ મુહર્રમ સુધી પૂરા છ મહીના કયામ કરી સ્ટીમરથી પાછા ફર્યા.

બારડોલીમાં વાલિદ સાહબના રહેવાની જગ્યા દાદાજીના જૂના ઘરના ઉપરના ભાગમાં હતી, ઘર કાચુ લાકડાઓનું બનેલું હતું, વાલિદ સાહબ ઝોહરની નમાઝ પઢવા મીનારા મસ્જિદ ગયા હતા, અને વાલિદહ મોહતરમા અને (મુફતી) મહમૂદ અને ભાણેજ શોએબ ઘરમાં આરામ કરી રહયા હતા, અને અહમદ ટ્રક સાથે સુરત જવા અક્કલ ટેકરી ગયો હતો.

## 'અક્કલ ટેકરી'નામ શાના પરથી પડયું?

અત્યારે બારડોલીની મક્કી મસ્જિદની સામે જે બગીચો છે, તેના દક્ષિણ ભાગમાં ટ્રકવાળાઓ બેસતા હતા, અને ત્યાં એક આંબો હતો, તેની નીચે મર્હુમ હાજી અહમદ ભાઇ કલેકટરની ચાની લારી હતી, બધા ટ્રકવાળા મુસ્લિમ ગૈર મુસ્લિમ બધા ત્યાં ભેગા થતા હતા, એક વાકય મશહૂર હતું કે એ ટેકરી પર અક્કલવાળા

લોકોજ ભેગા થાય છે, એના પરથી એ ટેકરીનું નામ 'અક્કલ ટેકરી' પડી ગયું.

જયારે 'અક્કલ ટેકરી'થી સુરત જવા માટે ટ્રકમાં બેઠોજ હતો કે ગામ તરફ નજર પડી તો જોયું કે ગામમાં આગ લાગી છે અને ઘણો ધુમાડો ઉપર ઉઠી રહયો છે, તો હું મારી આદત મુજબ સુરતનો સફર છોડી સાઈકલ પર ગામમાં આવ્યો, જોયું તો હમારૂંજ ઘર બળી રહયું હતું, વાલિદહ મોહતરમાને આગળની બારીથી બહાર કાઢવામાં આવ્યા, ઘર લાકડાનું હોવાથી આખું ઘર બળી ગયું હતું, અસર પહેલા પહેલા આગ કાબૂમાં આવી.

પડોસના અમુક છોકરાઓ ઘર પાસે સંતાઈને બીડી પી રહયા હતા, તે આ દુર્ઘટના માટે કારણ બન્યું.

## હઝરત મદની રહ.ના તબર્રૂકાત

મર્હુમ વાલિદ સાહબ અસરની નમાઝ પઢી યૂસુફ ચાચાના ઘર પાસે પોતાના સગાઓ અને દોસ્ત બિરાદરો સાથે ઉભા હતા, અને એમની આંખમાંથી આંસૂ વહી રહયા હતા.

બધાએ એમને હિમ્મત આપી, અને સબર કરવા કહયું.

એના પર મર્હુમ વાલિદ સાહબે એક અજીબ વાત કહી કેઃ જેણે આપ્યુ હતું તેણે લઈ લીધું, અને કહયું કેઃ હું મહીને ૭પ રૂપિયાનો પગારદાર માણસ છું, તો પણ અલ્લાહનો શુક્ર છે કે એ ઝાતે મને હજ્જે બયતુલ્લાહ નસીબ કરી.

પછી એક અજીબ વાત કહી કેઃ આ આંસૂ માલ અને ઘર બળી જવા પર નથી; પરંતુ -એક આહ ભરી કહયું- આ આંસૂ તો

મારા પીરો મુર્શિદ 'શૈખુલ ઈસ્લામ હઝરત મોલાના સૈયદ હુસૈન અહમદ મદની રહ.'ના તબર્રૂકાત જે મારી પાસે હતા તેના બળી જવા પર છે. કેમકે એ તબર્રૂકાત હવે મને પાછા મળી શકે એમ નથી, ઘર અને સામાન તો અલ્લાહ પાક ફરી આપી દેશે.

શૈખુલ ઈસ્લામ હઝરત મદની રહ.ની તરફથી મર્હુમ વાલિદ સાહબને જે તબર્રૂકાત મળ્યા હતા, એમાંથી એક હઝરત શૈખ રહ.નો કુર્તો હતો અને કુર્તા વિશે વાલિદ સાહબ રહ. કહયા કરતા હતા કેઃ આ કુર્તામાંથી એક ટુકડો કાપી મારા મરવા પછી મારા કફનમાં મુકી દેજો.

બીજી વસ્તુ જે બરકતના તૌર પર મળી હતી તે હઝરતની પહેરેલી મોજડીઓ હતી, અને ત્રીજી વસ્તુ હઝરત શૈખુલ ઈસ્લામ મદની રહ.ની નોટબુક હતી, અને સાથે બીજા ઉસ્તાદોની યાદગીરીઓ પણ હતી.

## આજના ઝમાનામાં હાજીઓનો તરીકો

આજના ઝમાનામાં હાજીઓની સંખ્યા વધી રહી છે, લોકો વધુમાં વધુ હજ-ઉમરહની દોલતથી માલામાલ થઇ રહયા છે; પરંતુ બોમ્બે એરપોર્ટ પર ઘણી વાર જોયું કે એક બે હાજીઓને છોડવા માટે લોકોના મોટા મોટા ટોળા આવે છે, ઔરતો બે પર્દા, નમાઝોની ફિકર નહીં, અને રવાના કરતી વખતે એરપોર્ટ પર ફોટો અને વીડીયો રેકોર્ડીગ કરવામાં આવે છે, આ બધા ખોટા કામો છે.

હજ ઈસ્લામનો અહમ રૂકન છે અને આ અહમ રૂકનને અદા કરવાનો સફર છે, એમાં સાદગી હોવી જોઇએ, દેખાડો અને

ભીડ એકત્ર ન કરવી જોઇએ, કોઇ ગુનાહનુ કામ ન થવું જોઇએ, નમાઝોની પાબંદી, શરઇ પર્દાનો ખ્યાલ હોવો જોઇએ. હજ એક અહમ ઇબાદત છે, આ ઇબાદતને રસમ ન બનાવવી જોઇએ.

## જીંદગીનો છેલ્લો હજ

ચોથા હજમાં વાલિદ સાહબની સાથે (મુફતી) મહમૂદનુ જવાનું પણ અલ્લાહ તઆલા તરફથી તકદીરમાં લખાયેલ હતું. જેની વીગત એ છે કે નવાપૂરમાં વાલિદ સાહબ મર્હુમના દોસ્ત 'આદમ બાવા વહોરા'નો ઇન્તિકાલ જુમ્આના દિવસે થયો હતો, (નવાપૂર વહોરા ખાનદાનનો ઉલ્લેખ આગળ આવી રહયો છે) એમના જનાઝાની નમાઝમાં શરીક થવા હમો જઇ રહયા હતા, મેં રસ્તામાં ઘણી વિનમ્રતા પુર્વક અરજ કરીઃ કે વાલિદ સાહબ! મને તમારી સાથે હજનુ સૌભાગ્ય પ્રાપ્ત થયું નથી, મારી દરખાસ્ત છે કે આપના સંગાથમાં મને હજ અદા કરવાનો મોકો મળે.

વાલિદ સાહબે ઘણી ખુશી સાથે દરખાસ્ત કબૂલ કરી, પાસપોર્ટ પણ પૂરી થઇ ગઇ હતી, હમારા એક દોસ્ત -જે દમણ શહેરમાં રહે છે- મોહતરમ ભાઇ અલ્હાજ સાજિદ સાહબ મેમણ -અલ્લાહ એમને બેહતર બદલો આપે- રાત્રે મોડે બારડોલી આવ્યા, અને વાલિદ સાહબને લઇ સીધા અમદાવાદ ગયા અને તાત્કાલિક પાસપોર્ટ બનાવડાવ્યો અને પછી હજની તૈયારીઓ શરૂ કરી દીધી.

તે અમદાવાદના સફરનો એક લતીફો સાજિદ ભાઇએ સંભળાવ્યો કે કામ કાજથી ફારિગ થઇને અમદાવાદમાં એક સારી એર કન્ડીશન હોટલમાં ખાવા માટે ગયા. ત્યાં ધીમાં પ્રકાશમાં

ખાવાની સગવડ હતી. જે આજ કાલ એક ફેશન ગણવામાં આવે છે જેમકે કેન્ડલ ડીનર. તો વાલિદ સાહબે ફરમાવ્યુઃ આવી સુંદર રેસ્ટોરન્ટ, આવું સારૂં ખાવાનું, તો લાઈટ કેમ ધીમી. હોટલવાળાને કહો કે લાઈટ ફૂલ રાખે.

## તવાફે ઝિયારતનો અજીબ કિસ્સો

આ છેલ્લા હજમાં ઘડપણ અને બદનની કમજોરીના કારણે મિના, અરફાત, મુઝદલિફહ વિગેરે જગ્યાઓ પર વ્હીલ ચેર વાપરવામાં આવી, પરંતુ જયારે તવાફે ઝિયારતનો વખત આવ્યો તો હમોએ ઘણી દરખાસ્ત કરી કે 'ખશબ'માં તવાફે ઝિયારત કરાવી દેવામાં આવે.

ખશબ એટલે લાકડાની બનાવેલી જનાઝા જેવી સવારી, જેને મોટે ભાગે હબ્શી રંગવાળા મુસ્લિમો લઈને ચાલતા હતા.

તે વખતે મતાફમાં કમજોરો માટે ખશબનો ઈન્તિઝામ હતો.

બન્નેવ બહેનો અને મહમૂદે અને ભાણેજ શાહિદે ઘણું કહયું; પરંતુ બિલ્કુલ તૈયાર ન થયા, અને પગપાળા તવાફે ઝિયારત કરવાની જીદ પર અડગ રહયા.

છેવટે એમના મજબૂત ઈરાદા સામે હમોએ માનવું પડયું, એક મોટો રૂમાલ -જે મોટે ભાગે સાથે રાખતા હતા- કમર પર બાંધ્યો અને મર્હુમા મોટી બહેન મરિયમ બીબી અને ભાણેજ શાહિદ આગળ રહયા અને મહમૂદ પાછળ રહયો, આમ આખો તવાફે ઝિયારત પગપાળા અદા કર્યો.

પગપાળા તવાફે ઝિયારત પર ઘણા ખુશ હતા, અહિંયા સુધી

કે હોટલ પર આવી હઝરત અકદસ મુફ્તી અહમદ સાહબ ખાનપૂરી દા.બ.ની સામે ઘણી ખુશી સાથે અલ્લાહનો શુક્ર અદા કરી પગપાળા તવાફે ઝિયારતનો ઝિકર કર્યો, અને ઘણી ખુશી સાથે આ શેર વારંવાર પઢતા રહેતા હતાઃ

ઉઠ, બાંધ કમર, ડરતા કયા હે?
ફિર દેખ, ખુદા કરતા કયા હે!

## મસ્જિદે અકસા (બારડોલી) ના ચંદા માટે ઇંગ્લેન્ડનો સફર

હમારા મહોલ્લા 'આદર્શ કોલોની' માટે જયારે મસ્જિદે અકસા બનાવવાનું નક્કી થયું, તો એના ચંદા માટે મર્હુમ વાલિદ સાહબે ઈંગ્લેન્ડનો સફર કર્યો અને ત્યાં ઘણી મહેનતથી પોતાના સગાઓ અને સાથીઓ પાસેથી મસ્જિદ માટે ચંદો કર્યો.

વાપસી પર એક સાહબે ઈંગ્લેન્ડના સફર દરમિયાન તબીઅત વિશે પુછયું, તો જવાબ આપ્યોઃ એક દિવસ પણ એવો નથી ગયો જેમાં મસ્જિદ માટે ચંદાનું કામ ન કર્યું હોય.

ત્યાં પોતાની જરૂરત માટે મોટી બહેન મર્હુમાના ઘરે કામચલાઉ દેશી સંડાસ પણ તૈયાર કરાવ્યું. બન્નેવ બહેનો અને બીજા સગાવાળાઓ અને સાથીઓને ત્યાં રોકાયા, અને મસ્જિદના ચંદા માટેનો આ સફર ઘણો કામિયાબ રહયો.

જામિઅહ કાસિમિયહ, ખરોડના જવાબદાર ટ્રસ્ટી હાફિઝ સુલૈમાન જોગિયાતના વાલિદ સાથે પણ મર્હુમનો સંબંધ હતો. જેથી ઈંગ્લેન્ડના સફરમાં ડાલિસ્ટન, વોલસોલના સફરમાં હાફિઝ

સુલૈમાનને ત્યાં એક રાત રોકાણ થયું, તે ઝમાનામાં ઘરે ઘરે ફરીને ચંદો કરવાનું હતું. બરફ પડેલો હોય, ઠંડી હોય તો પણ. અને લોકો અડધો પાઉન્ડ એક પાઉન્ડ ચંદામાં આપતા. પાંચ પાઉન્ડ કોઇ આપે તો મોટી વાત કહેવાતી હતી.

## હજ અને બીજા સફરોમાં તકબીરે ઉલાનો એહતેમામ

હજ અને ઉમરહના સફરમાં વાલિદ સાહબ પાંચેવ નમાઝો બા-જમાઅત તકબીરે-ઉલા સાથે હરમ શરીફમાં પઢવાનો એહતેમામ કરતા હતા, તકબીરે ઉલા સાથે નમાઝ પઢવાનો મામૂલ આખી જીંદગી રહયો, અહિંયા સુધી કે કયારેક મારી સાથે દમણ, નવાપૂર વિગેરે જવાનો ઇરાદો હોય તો પહેલા મને પૂછતા કે કેટલા વાગ્યે જવાનું છે?

સફર સરમિયાન કોઇ નમાઝનો વખત આવતો હોય તો પૂછતાઃ જેમકે ઝોહરની જમાઅત આપણને કયાં મળશે? અથવા અસરની જમાઅત આપણને કયાં મળશે?

એટલે કે સફર દરમિયાન પણ એવી રીતે પ્રોગ્રામ બનાવવાનો હુકમ રહેતો કે રસ્તામાં પણ નમાઝ જમાઅત સાથે મળી જાય, આ આપની ખાસ આદત હતી, હાં ! અગર સફર દરમિયાન કોઇ જગ્યાએ રસ્તામાં મસ્જિદમાં જમાઅત સાથે નમાઝ પઢવાનો મોકો ન મળે તો પછી સાથીઓ સાથે જમાઅતથી નમાઝ પઢી લેતા હતા, કયારેક ઘણીજ વધારે મજબૂરીમાં ઘરમાં નમાઝ પઢવી પડે તો પણ ઘરવાળાઓને ભેગા કરી તેમની સાથે

જમાઅતથી નમાઝ પઢતા હતા.

## હજના સફરમાં મર્હુમ વાલિદ સાહબ વિશે હઝરત શૈખુલ હદીષ મુફતી અહમદ સાહબ ખાનપૂરી દા.બ.નુ મુબારક કથન

હઝરત અકદસ મુફતી અહમદ સાહબ દા.બ.એ મને એક વખત કહયું કેઃ હજના સફરમાં આપના વાલિદ સાહબ સાથે રહી મેં એક વાત જોઇ કે આપ (મર્હુમ વાલિદ સાહબ)નો અલ્લાહ તઆલા સાથે તઅલ્લુક, અલ્લાહ તઆલા પર ભરોસો અને યકીન ઘણુજ મજબૂત છે.



# મર્હુમ વાલિદ સાહબની પોતાના દેશ ભારતથી મોહબ્બત

પોતાના દેશ ભારતની મોહબ્બત પણ આપના દિલમાં ઘણીજ હતી, આપે બાળપણમાં ભારતની આઝાદીની લડાઈમાં ભાગ પણ લીધો હતો, મારા દાદા મર્હુમ હાજી મૂસા હાફેઝજી બારડોલીમાં આઝાદીની લડાઇમાં ભાગ લેતા હતા, અને એમાં એમને જેલ પણ થઇ હતી.

વાલિદ સાહબને બહાદૂરી વારસામાં મળી હતી, અને પોતાના શૈખ અને ઉસ્તાદ 'હઝરત મોલાના સૈયદ હુસૈન અહમદ મદની રહ.'ની સાથે આઝાદીની લડાઇના છેલ્લા દિવસોમાં સફર, હઝરમાં સાથે રહેતા હતા, જે દિવસોમાં ભાગલા નીતીના વીરોધને લઇ હઝરત મદની રહ.નો વીરોધ થઇ રહયો હતો, તે વખતે પણ મર્હુમ વાલિદ સાહબ હઝરત મદની રહ. સાથેજ હતા.

ફકત આટલુંજ નહીં; દેશની મોહબ્બત એટલી બધી દિલમાં વસેલી હતી કે મારા મોટા ભાઇ અહમદને ત્યાં જે વખતે તેમના છોકરાઓ નાના હતા અને એમને સુવડાવવું હોય તો વાલિદ સાહબ બચ્ચાઓને સુવડાવવા માટે જે લોરી સંભળાવવામાં આવે છે તેમાં ઘણા પ્યારા અંદાઝમાં આઝાદીની લડાઇમાં બચ્ચાઓ માટે પઢવામાં આવતી શાયરી પઢતા હતા, જેના શબ્દો આ પ્રમાણે છે:

મેરા મુન્ના જવાન હોગા, હથિયાર ઉઠાયેગા
વતન કે દુશ્મનોં કા ખૂન બહાએગા

એ ઝમાનામાં અંગ્રેજો વિરૂધ્ધ આ રીતે બાળકોનું ઝહન

બનાવવામાં આવતુ હતું, વાલિદ સાહબ પણ આ રીતે બાળપણથી બચ્ચાઓનું ઝહન બનાવતા હતા.

## ગરીબો અને મજૂરો સાથે હમદર્દી

મર્હુમે મકતબમાં પઢાવવા ઉપરાંત ખેતી અને ઈંટોના ભઠ્ઠાનું કામ પણ કર્યું છે, તે ઝમાનામાં ભાતની ખેતી કરતા હતા, જયારે ભાતનો પાક તૈયાર થતો તો મજૂરોની નાની મોટી ટોળી પાકની કાપણી માટે આવતી હતી, અને લોકો મજૂરી નક્કી કરી એમની પાસે પાક કપાવતા હતા.

એક વખત આવીજ રીતે મજૂરોની એક ટોળી આવી, મર્હુમને પાક કપાવવો હતો, મર્હુમે તેમનાથી મજૂરી પૂછી, તે વખતે જે ભાવ ચાલતો હતો મજૂરોએ તેનાથી ઓછો ભાવ બતાવ્યો, મર્હુમ સમજી ગયા કે આ મજૂરો નવા આવેલા છે અને એમને ભાવની ખબર નથી; પરંતુ મર્હુમે તેમની જહાલતથી ફાયદો ન ઉઠાવ્યો; અને નબીએ કરીમ સલ.ની પાક તઅલીમ પર અમલ કર્યો કે દરેક માણસની ભલાઈ ચાહો; તેથી તેમની સાથે વાત કરી કે તમે નવા આવ્યા લાગો છો, છેવટે જે ભાવ ચાલતો હતો તેનાથી પણ વધારે મજૂરી પર પાક કપાવવા રાખી લીધા, અને એમનાથી પાક કપાવ્યો.

તેમજ આપની આદત હતી કે તે આવા મજૂરો માટે 'મામા' જેવા સન્માન જનક શબ્દોનો ઉપયોગ કરતા હતા.

આજના ઝમાનામાં જયારે મજૂરો સાથે ખરાબ વર્તન કરવામાં આવે છે, અને એમને એમના હક્કોથી એવા વંચીત

રાખવામાં આવે છે કે આપણે તે વીચારી પણ નથી શકતા; ત્યારે એક સાચ્ચા મોમિનની જીંદગીમાંથી આપણને કેટલી સારી વાત સીખવા મળે છે.

આ વિશે હદીષની કિતાબોમાં આવેલ એક અનોખો કિસ્સો જે મેં મારા મુર્શિદે ષાની હઝરત અકદસ શૈખુલ હદીષ મુફતી અહમદ સાહબ ખાનપૂરી દા.બ.ના મોઢે બુખારીના સબકમાં સાંભળ્યો હતો અને પછી ઉસ્તાદે મોહતરમ હઝરત મોલાના ઈબ્રાહીમ સાહબ પટની દા.બ.ની નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની મુહબ્બતથી ભરપૂર કિતાબ 'ઉમ્દતુન્નસીહ અલા બુરદતિલ મદીહ'માં વાંચ્યો, તેને અહિંયા નકલ કરૂં છું:

## હઝરત જરીર બિન અબ્દુલ્લાહ રદિ. નો એક અનોખો કિસ્સો

હાફિઝ તબ્રાની રહ.એ હઝરત જરીર બિન અબ્દુલ્લાહ રદિ.નો એક કિસ્સો નકલ કર્યો છે કે: એક વખત હઝરત જરીર રદિ. એ પોતાના ગુલામને એક ઘોડો વેચાતો લાવવા હુકમ કર્યો, તે ત્રણસો દિરહમમાં એક ઘોડો વેચાતો લાવ્યો અને ઘોડાના માલિકને કીમત અપાવવા સાથે લઇ આવ્યો, હઝરત જરીર રદિ.ને નક્કી કરેલ કીમત બતલાવવામાં આવી અને ઘોડો પણ દેખાડયો, આપ રદિ.એ અંદાજ લગાવ્યો કે ઘોડાની કીમત ત્રણસો દિરહમથી બહુ વધારે છે, જેથી આપ રદિ.એ ઘોડાના માલિકને કહયું: તમારો આ ઘોડો ત્રણસો દિરહમથી વધારેનો છે, શું આપ આ ઘોડો મને ચારસો દિરહમમાં વેચશો?

તેણે કહયું કેઃ જેવી તમારી મરજી.

પછી કહયુંઃ તમારા ઘોડાની કીમત ચારસો દિરહમથી પણ વધારે છે, શું તમે પાંચસો દિરહમમાં વેચશો?

તેણે કહયુંઃ મને મંજૂર છે.

આવી રીતે હઝરત જરીર રદિ. સો સો દિરહમ વધારતા ગયા, અને છેવટે આઠસો દિરહમમાં તે ઘોડો વેચાતો લીધો, અને પૂરી કીમત માલિકને આપી દીધી.

આપ રદિ.થી પૂછવામાં આવ્યુંઃ જયારે માલિક ત્રણસો દિરહમ પર વેચવા રાજી હતો તો પછી આપે આઠસો દિરહમ આપી નુકસાન કેમ કર્યું?

આપ રદિ.એ જવાબ આપ્યો કેઃ ઘોડાના માલિકને એની ખરી કીમતનો અંદાજ ન હતો, મેં ભલાઇ કરી તેને ઘોડાની પૂરી કીમત આપી, કેમ કે મેં હઝરત નબીએ કરીમ સલ.થી વાયદો કર્યો છે કે હંમેશા હું દરેક મુસલમાનની ભલાઇ ચાહિશ, અને મેં એ વાયદો પૂરો કર્યો છે.

(નવવી શર્હે મુસ્લિમઃ ૧/૫૫, તરાશેઃ૭૧)

## વાલિદ સાહબનો તકવો

હમારે ત્યાં મસ્જિદે અકસામાં જયારે મારબલના પત્થરો લાગી ગયા, અને હવે તેનુ પોલિશનું કામ કરવાનુ હતું, તો એક ઠેકેદાર પોલિશના કારીગરને લઇને આવ્યો, તેનાથી મજૂરીની વાત ચાલુ હતી, તેની સાથે જે પોલિશનો કારીગર આવ્યો હતો તેણે હમારા ઘરના રસોડાનું જે મારબલના પત્થરોવાળું સ્ટેન્ડ બનેલુ હતું

તેને પોલિશ કરવાનું ચાલુ કરી દીધું. તેનો ઈરાદો એ હતો કે એવણના ઘરનું કામ મફતમાં કરી આપીશ તો મસ્જિદનું આખું કામ મજૂરી ઉપર મને અપાવી દેશે. તો મર્હુમ વાલિદ સાહબે તરત તેને રોકી દીધો, પહેલી વાત એ કહી કે હમારા ઘરમાં નાનુ કામ છે પરંતુ તેની મજૂરી નક્કી કરો, મજૂરી નક્કી કર્યા વગર હરગિઝ હું આ કામ નહીં કરવા દઉં.

અને આજ આપણી પાક શરીઅતની તાલીમ છે. પહેલાથી મજૂરી નક્કી ન કરવામાં ઘણા ઝગડાઓ અને નારાજગી થાય છે.

તેમજ મસ્જિદ, મદ્રસા, દીની અને સામાજિક સંસ્થાઓના હોદ્દેદારો પણ આનાથી સબક લે કે જેઓ દીની સામાજિક કામોની આડમાં પોતાના ખાનગી કામો મફત અથવા ઘણી નજીવી મજૂરી પર કરાવી લે છે.

વાલિદ સાહબે એજ કહયું કે મારા ઘરના આ નાના કામની જે મજૂરી ચાલતી હોય તે બતલાવી દો અને પછી કામ કરો, તેનાથી ખબર પણ પડી જશે કે તમારૂ કામ કેવુ છે? પછી મસ્જિદનું કામ કરાવવામાં હમને અંદાજો આવી જશે.

## મોલાના ઇકરામ સાહબ અને વાલિદ સાહબની ખિદમત

અઝીઝ મોલ્વી ઈકરામુલ હક તે અસલમાં ગઢાના રહેવાસી છે, પરંતુ હવે બારડોલીનાજ રહેવાસી બની ગયા છે. આપની મેહનતોથી ઈહસાન પાર્ક એક સારી સોસાયટી બની રહી છે. આપે મર્હુમ વાલિદ સાહબની ઘણી ખિદમત કરી છે.

અલગ અલગ કામો માટે ગાડી પર બેસાડી અહિંયા ત્યાં લઇ જવું, ખાસ કરી બેંક લઇ જવું, આવી ઘણી ખિદમતો કરી છે.

આમ પણ મોલ્વી ઇકરામ સાહબ, હાજી શાહિદ ભીમલા, મોલ્વી ઉવૈસ બુદી, હાજી બિલાલ કારિયાનો વુજૂદ મારા માટે અલ્લાહ તઆલાની મોટી નેઅમતોમાંથી છે. મારા ઘણા ખરા કામો તેઓ પોતાનુ સમજી કરી આપે છે. જેના કારણે મને દીની કામોમાં સરળતા રહે છે.

મોલ્વી ઇકરામ સાહબ એક વખત વાલિદ સાહબને ગાડી પર બેસાડી બેંક લઇ જઇ રહયા હતા, તો ગાંધી રોડ પર ત્રણ ચાર લોકોએ મોલ્વી ઇકરામ સાહબને અદબથી સલામનો ઇશારો કર્યો, તો એના પર વાલિદ સાહબે ફરમાવ્યું: 'મોલ્વી સાહબ ઓળખાણ તો ખાણ હોય છે'. તેનાથી ખરો ફાયદો ઉઠાવતા માણસે સીખવું જોઇએ.

અલ્લાહ તઆલા આ સૌને એમની ખિદમતોનો બેહતર બદલો દુનિયા આખિરતમાં આપે. આમીન

## બારડોલીની મીનારા મસ્જિદના ફેસ્લા વખતે હઝરત મુફતી મહમૂદ સાહબ ગંગોહી રહ.નું બારડોલી તશરીફ લાવવું અને મારી તઅલીમની બિસ્મીલ્લાહ

મારા બીજા નંબરના ભાઇ મોલાના મુહમ્મદ સાહબનું કહેવું છે કે હું (એટલે મહમૂદ) ઘણો નાનો હતો, તો મારા કુર્આન મજીદ નાઝિરહની બિસ્મીલ્લાહ પણ વાલિદ સાહબે હઝરત મુફતી મહમૂદ હસન સાહબ રહ.થી કરાવી હતી, એટલે કે મારી તઅલીમની

શરૂઆત પણ વાલિદ સાહબે સુલૈમાન ભાઇ આબોવતના ઘરે કરાવી હતી જયાં હઝરત ફકીહુલ ઉમ્મત રહ. રોકાયા હતા.

મારી બિસ્મીલ્લાહ પછી જયારે દુઆ થઇ તો તે વખતે ઘણા લતીફ અંદાઝમાં હઝરત મુફતી સાહબે કહયું કે:

''મહમૂદ કામ કે લિયે મહમૂદ કે સામને મહમૂદ કી બિસ્મીલ્લાહ.''

આ પ્રકારનુ વાકય હઝરતે કહયું હતું, અલ્લાહના તે નેક બંદાની તવજ્જુહની બરકતો આજે જોઇ રહયા છીએ, હક તઆલા દુનિયા આખિરતમાં એની બરકતોથી નવાઝે.

## મારા ભાઇ બહેનોના નામમાં
## હઝરત મદની રહ.ની ખુલ્લી કરામત

હમારે ત્યાં ઘરમાં વાલિદહને પહેલી સુવાવડમાં છોકરી થઇ, વાલિદ સાહબે શૈખુલ ઇસ્લામ હઝરત મદની રહ.થી નામ પુછયૂં, તો હઝરતે બે નામ ચીઠ્ઠીમાં લખીને આપ્યા. (૧) મરયમ (૨) ખદીજહ.

અલ્લાહની શાન કે વાલિદૈનને બેજ છોકરીઓ થઇ અને વાલિદ સાહબ મર્હુમે બન્નેવ છોકરીઓના નામ એજ તરતીબથી રાખ્યા, પહેલીનું મરયમ બીજીનું ખદીજહ.

પછી જયારે મોટા ભાઇનો જન્મ થયો, તો વાલિદ સાહબ રહ.એ ફરી હઝરત મદની રહ.થી નામ પુછયૂં તો હઝરત મદની રહ.એ ચીઠ્ઠીમાં ત્રણ નામ લખીને આપ્યા.

(૧) અહમદ (૨) મુહમ્મદ (૩) મહમૂદ.

અલ્લાહનો કરમ જુઓ કે વાલિદૈનને ત્રણજ છોકરા થયા અને એજ તરતીબથી ત્રણેવના નામ રાખવામાં આવ્યા, અને ઉમરના હિસાબે ક્રમવાર નામો આ મુજબ છે. (૧) મરયમ (૨) અહમદ (૩) ખદીજહ (૪) મુહમ્મદ (૫) મહમૂદ.

વાલિદ સાહબના શૈખુલ ઈસ્લામથી નામ રખાવવાની ઘણી બરકતો જોવા મળતી રહે છે.

## ઔલાદ વિશે દુઆની બરકત

મારા ઘરમાં ત્રીજા બાળકના જન્મનો કિસ્સો પણ ઘણો અજીબ છે, એટલા માટે કે પહેલા બન્નેવ બાળકોનો જન્મ ઓપરેશનથી થયો હતો, જેના લીધે આ ત્રીજી ડીલીવરી ઘણી ખતરામાં હતી, બલ્કે ડોકટરોએ યકીનથી કહી દીધુ હતું કે આ ત્રીજા બાળકનો જન્મ થશે તો અહલિયાનો ઈન્તિકાલ થઇ જશે, દમણના હમારા મુખ્લિસ ભાઇ મર્હુમ હાજી શૌકત સાહબ કુરૈશીની સાથે હમો મુંબઇ ગયા, ત્યાંની એક મોટી લેડી ડોકટરથી પણ તપાસ કરાવી, તેણે પણ કહયું કેઃ આ ત્રીજી ડીલીવરી ખતરામાં છે.

જુમ્આનો દિવસ હતો, મુબારક ઘડીઓ હતી, અલ્લાહથી બંદાએ દુઆ કરીઃ અલ્લાહ! આપ દરેક વસ્તુ પર કુદરત રાખો છો, આપના ખજાનામાં કોઇ કમી નથી, આ ડોકટરોની વાતોને ખોટી ઠેરવી દો, અને પોતાની કુદરત ઝાહિર કરી દો.

અલ્હમ્દુલિલ્લાહ! દુઆ કબૂલ થઇ અને અલ્લાહે ત્રીજો છોકરો આપ્યો, જયારે એના નામ રાખવાની વાત આવી તો વાલિદ સાહબ મર્હુમની ઇચ્છા હતી કે મારૂં નામ રાખવામાં આવે તો

એમની ઇચ્છા મુજબ એનું નામ સુલૈમાન રાખવામાં આવ્યું.

જેના પર મારા મુખ્લિસ દોસ્ત દમણના મર્હુમ હાફિઝ શરીફ સાહબ રહ.એ મને 'મુબારક બાદી'નો પત્ર લખ્યો, અને પત્રમાં મજાકમાં આ વાત લખી કે છોકરાનું નામ સુલૈમાન રાખ્યું! એટલે કે પહેલા સુલૈમાનને તમે ઘરથી રવાના કરવા માંગો છો.

કારણકે રીવાજ એ છે કે દાદાની વફાત પર પોત્રાનું નામ દાદાના નામ પરથી રાખવામાં આવે છે, ખૈર! મર્હુમ હાફિઝ શરીફ સાહબે મજાકમાં આ વાત લખી હતી.

તે બચ્ચાની પૈદાઇશ રાતના છેલ્લા ભાગમાં થઇ હતી અને મને ખબર હતી કે મારા મુશ્ફિક ઉસ્તાદ 'હઝરત મુફતી અહમદ સાહબ ખાનપૂરી દા.બ.' સુરતમાંજ જનાબ ઇલ્યાસ ભાઇ મનિયારના ઘરે રોકાયા છે, અને હું એ પણ જાણું છું કે હઝરતની આદત મુબારક એ છે કે સવારે સાડા ત્રણ વાગે તહજ્જુદ માટે ઉઠી જાય છે, તો તેજ વખતે હઝરતની ખિદમતમાં હાજર થયો અને હઝરતને અરજ કરી, અને હઝરત શફકત ફરમાવતા ડોકટર આઇશા આપાની હોસ્પિટલે -જે મુલ્લા મસ્જિદની પાસે છે- તશરીફ લાવ્યા, હઝરતે બચ્ચાના કાનમાં અઝાન અને ઇકામત કહી અને તહનીક પણ કરી આપી.

## રમઝાનુલ મુબારકમાં છોકરીનો જન્મ

એક બીજી વાત પણ કહી દઉં કેઃ મારા ત્યાં જયારે પહેલી છોકરીનો જન્મ થયો ત્યારે ૧૯૯૫ ઇ.માં મેં બારડોલીમાં પહેલી વખત મીનારા મસ્જિદમાં એ'તેકાફ કર્યો હતો, અને ખાનકાહનો

નિઝામ ચલાવ્યો હતો, મારા શૈખ હઝરત મુફતી મહમૂદ હસન સાહબ ગંગોહી રહ. રમઝાનમાં મદ્રાસમાં 'મેલ વિશારમ'માં રોકાયા હતા, અને રમઝાનમાંજ છોકરીનો જન્મ થયો, તો મેં ફેકસ વડે હઝરતને જાણ કરી કેઃ હઝરત! ઘરે છોકરીનો જન્મ થયો છે, આપ કોઇ નામ જણાવી દો. તો હઝરતે પોતેજ છોકરીનું નામ નક્કી ફરમાવ્યું.

## હઝરત શૈખુલ હદીષ મોલાના મુહમ્મદ ઝકરિયા સાહબ રહ.ના દસ્તરખાન પર

એક વખત હઝરત મોલાના તલ્હા સાહબ અને હઝરત મોલાના સૈયદ સલમાન સાહબ -નાઝિમ મદ્રસા મઝાહિરૂલ ઉલૂમ, સહારનપૂર- હમારા ઘરે તશરીફ લાવ્યા હતા, ખાતી વખતે વાલિદ મર્હુમે હઝરત મોલાના તલ્હા સાહબથી સંબોધી ફરમાવ્યુંઃ હઝરત શૈખુલ ઈસ્લામ મદની રહ.ની ખિદમતની બરકતથી આપના મર્હુમ વાલિદ સાહબની સાથે ઘણી વખત એક દસ્તરખાન પર બેસી ખાવાનું ખાવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયું છે.

મર્હુમે કંઇક એવી રીતે આ વાત કહી કે એ સાંભળી હઝરત મોલાના મુહમ્મદ તલ્હા સાહબને રડવું આવી ગયું.

## નવાપૂરનું વહોરા ખાનદાન

નવાપૂરના મર્હુમ 'આદમ બાવા' ઉલમાથી ઘણી મુહબ્બત રાખતા હતા, મર્હુમ વાલિદ સાહબ અને હઝરત મોલાના અબ્દુલ હક મિયાં સાહબ સિમ્લકી રહ.એ જયારે 'મજલિસે ખુદ્દામુદ્દીન'ના નેજા હેઠળ આહવા, ડાંગના જંગલમાં મકતબની સ્થાપના કરી, અને

જંગલમાં મકતબની તઅલીમની નિગરાની માટે જતા આવતા હતા તો મર્હુમ આદમ બાવા નાસ્તો, ખાવાનું વિગેરે લઇ નવાપૂરથી જતા હતા.

નવાપૂરનું આખું 'વહોરા ખાનદાન' ઉલમા, નેક લોકોથી મુહબ્બત રાખનારૂં છે, હઝરત શૈખુલ ઇસ્લામ મોલાના સૈયદ હુસૈન અહમદ મદની રહ., હઝરત હકીમુલ ઇસ્લામ કારી મુહમ્મદ તૈયબ સાહબ રહ., હઝરત મોલાના મુહમ્મદ ઉમર સાહબ પાલનપૂરી રહ., જેવા મોટા મોટા અકાબિરો આ ખાનદાનમાં મહેમાન બની આવી ચુકયા છે, અને જે બંગ્લામાં આ અકાબિરો થોભતા હતા તે આજ સુધી એજ હાલતમાં મૌજૂદ છે, હાજી હાશિમ સાહબ અને હાજી ગુલામ મુહમ્મદ હાજી મુસાજી ઉલમાથી ઘણી મુહબ્બત રાખનારા છે, હઝરત મોલાના ગુલામ મુહમ્મદ દેસાઇ રહ. -હઝરત શૈખુલ હદીષ મોલાના મુહમ્મદ ઝકરિયા સાહબ કાંધલ્વી રહ.ના ખલીફા, જે લાંબા સમય સુધી હમારી બારડોલીની મદની મસ્જિદમાં ઇમામ અને ખતીબ રહયા- એમની જીંદગીના છેલ્લા દિવસોમાં મોહતરમ ગુલામ ભાઇએ તેમની ઘણી ખિદમત કરી.

## નવાપૂર દારૂલ ઇહસાનની સ્થાપના

થોડાક વર્ષોથી બંદાનો દીની નિસ્બત પર નવાપૂર આવવા જવાનો સિલસિલો શરૂ થયો, બે વખત નવાપૂરની જુમ્આ મસ્જિદમાં રમઝાનના છેલ્લા દસ દિવસમાં એઅતેકાફ અને ઇજતિમાઇ મામૂલાતનો સિલસિલો રહયો, નવાપૂરવાળાઓ સાથે આપસી મુહબ્બતનો તઅલ્લુક શરૂ થયો, પછી મોહતરમ હાજી

ફકીર ભાઇ આર કાસમ અને હાજી ગુલામ ભાઇ વહોરાના કહેવા પર આખુ વર્ષ દર મહીને એક જુમેરાત, જુમ્આ દીની મજલિસોનો સિલસિલો શરૂ થયો, તેની બરકતથી ગામવાળાઓ સાથે મુહબ્બતમાં વધારો થયો.

મોહતરમ ફકીર ભાઇએ પોતાની મોંઘી જમીન -જયાં આજે દારૂલ ઇહસાન મદ્રસો બનેલો છે- વિશે કહયું કે અગર આપ આ જમીન પર મદ્રસો બનાવો તો આ મારી જમીન મદ્રસા માટે છે, ત્યાં પહેલા મરઘાઓનુ ફારમ હતુ, જેનું નામ 'મન્નો સલ્વા' ફારમ હતું, જે મારા મુખ્લિસ મર્હુમ અલ્તાફ ભાઇ માંદા સંભાળતા હતા.

એ વિશે બંદાએ પોતાના મુર્શિદે ષાની શૈખુલ હદીષ હઝરત મુફતી અહમદ સાહબ ખાનપૂરી મદ્દે ઝિલ્લહુલ આલીથી મશ્વેરો કર્યો અને એ જમીન હદીયા રૂપે કબૂલ કરી, અને ત્યાં મદ્રસો બન્યો.

વકફની મિલ્કતમાં ઘણા અહમ મસ્અલા હોય છે, એના બદલે હદિયાવાળી સૂરત ઘણી સરળ હોય છે; એટલા માટે હદિયાવાળી સૂરત અપનાવવામાં આવી.

## બલેશ્વરિયા 'પાલાવાલા ફેમેલી' અને નવાપૂર 'દારૂલ ઇહસાન'

એ દરમિયાન હાજી અબ્દુસ્સમદ ભાઇ પાલાવાલા અને એમના ખાનદાન તરફથી તેમનું સારામાં સારૂં ઘર પાલાવાલા સ્ટેટ મદ્રસા માટે મળ્યું, જયાં મદ્રસાની શરૂઆત થઇ, તેજ ઘરમાં હઝરત કારી સિદ્દીક સાહબ બાંદવી રહ. થોભયા હતા, ઘરની બહાર એક મંડપ બાંધવામાં આવ્યો, જયાં એક મજલિસ હઝરત અકદસ મુફતી

અહમદ સાહબની રાખવામાં આવી, જેમાં હઝરતનું બયાન અને દુઆઓ સાથે મદ્રસાની શરૂઆતનુ એ'લાન થયું, અને મદ્રસો ટેમ્પરરી ત્યાંજ ચાલતો રહયો.

એ દરમિયાન હાજી ફકીર ભાઇ તરફથી જે જમીન હદિયામાં મળી હતી ત્યાં બાંધકામ શરૂ કરવામાં આવ્યું, હઝરત મોલાના ગુલામ મુહમ્મદ સાહબ વસ્તાનવી દા.બ., હઝરત અકદસ મુફતી અહમદ સાહબ ખાનપૂરી દા.બ. અને હઝરત વાલિદ સાહબ મર્હુમની દુઆઓ સાથે મદ્રસાનો પાયો નાંખ્વામાં આવ્યો અને મદ્રસાનું બાંધકામ શરૂ થયું.

આ મદ્રસાના બાંધકામમાં માલી રૂપે પણ હઝરત વાલિદ સાહબ રહ.એ ઘણી મદદ કરી, પછી જયારે બાંધકામ એક હદ સુધી પુરૂ થયું તો મદ્રસો નવી જગ્યાએ ખસેડવામાં આવ્યો, અને પાલાવાલા ખાનદાન તરફથી જે ઘર આપવામાં આવ્યું હતું ત્યાં તેજ વખતથી છોકરીઓનો મદ્રસો 'દારૂલ ઇહસાન લિલબનાત' ચાલુ કરી દેવામાં આવ્યો, અને બે મુદર્રિસ સાહબ ફેમેલી સાથે તેમાં રહે છે, અલ્લાહ તબારક વ તઆલા આ ખિદમતને કબૂલ ફરમાવે અને મદ્રસાને દરેક જાતની તરક્કિયોથી નવાઝે. આમીન

## દઅવતો તબ્લીગની મેહનતથી ખાસ લગાવ

દઅવતો તબ્લીગની મહેનતથી પણ મર્હુમ વાલિદ સાહબ જોડાયેલા હતા, હમારી મસ્જિદમાં કયાંયથી પણ જમાઅત આવતી, જમાઅતવાળાઓની દરેક મજલિસમાં શરીક થતા, અને એ અંદાજથી તાલિબ બનીને બેસતા હતા કે મોટા ભાગના

જમાઅતવાળાઓને ખબરજ ન પડતી કે આપ આટલા મોટા આલિમે દીન છે; બલ્કે ઘણી વાર જમાઅત આવેલ હોય અને ઝોહરની નમાઝ પછી તઆરૂફી વાત થતી અને મહોલ્લાનો કોઇ માણસ ત્યાં હાજર ન હોય અને જમાઅતના સાથીઓ ગશ્ત, બયાન, મુલાકાતો વિગેરે માટે મશ્વેરો માંગતા તો વાલિદ સાહબજ એમને પૂરી તરતીબ બતલાવતા કે ગશ્ત આ ટાઇમે થશે અને બયાન આ ટાઇમે થશે.

તેમજ મસ્જિદમાં ફઝાઇલે આ'માલની તઅલીમમાં અને આવનાર તબ્લીગી જમાઅતોની દરેક મજલિસમાં પાબંદીથી શિરકત કરતા હતા.

ઘણી વાર જમાઅતવાળાઓની ઘરે ખાવાની દઅવત પણ કરતા હતા.

એક વખત હમારે ત્યાં મસ્જિદે અકસામાં આખા ઇલાકાનો તબ્લીગી ઇજતિમાઅ નક્કી થયો, તો જિલ્લાના ઝિમ્મેદારોએ ઘણો ઇસરાર કર્યો કે ઇજતિમાઅમાં છેલ્લુ બયાન તમારૂ રાખવામાં આવે; પરંતુ વાલિદ સાહબ સતત ના પાડતા રહયા, પછી એમણે ઇસરાર કર્યો કે કમથી કમ દુઆ કરાવી દો, તેના પર પણ રાજી ન થયા, તો એમણે છેલ્લી અરજ કરી કે જે જમાઅતોની રવાનગી થઇ રહી છે ઓછામાં ઓછું રવાનગીની મુલાકાત તો તમારી સાથે થઇ જાય, તે પણ લગભગ કબૂલ ન કર્યું, એટલા માટે કે જયાં પણ શોહરત અથવા નામ કમાવવાની નાની સરખી પણ વાત હોય તેનાથી વાલિદ સાહબ ઘણા દૂર રહેતા હતા.



## કોર્ટના જજ પર લખાણનો અસર

હમારા શોકત અલી નામે કાકા હતા, જેમના ઈન્તિકાલ વખતે તેમને કોઇ પુરૂષ અવલાદ ન હતી; જેથી તેમના ઈન્તિકાલ પછી એમના વારસામાં વાલિદ સાહબ અને મારા બીજા કાકાઓનો પણ ભાગ લાગતો હતો, આ વાત હમારે ત્યાંની અદાલતના જજ સાહબને સમજાવવા મર્હુમ વાલિદ સાહબે ગુજરાતી ભાષામાં એક લખાણ તૈયાર કર્યું, જેમાં આ મસ્સલા પર વીગતે ચર્ચા કરી હતી અને મુસ્લિમ પર્સનલ લો વિશે પણ સમજાવવામાં આવ્યું હતું.

એક સાદા કાગળ પર લખેલ લખાણ એટલુ સુંદર હતું કે જજ સાહબે પણ એ વાત માની લીધી.

આપના અક્ષરો મોતીના દાણા જેવા સુંદર હતા, આપનું લખાણ -ઉર્દુ હોય કે ગુજરાતી કે અંગ્રેજી- ઘણીંજ ચોખ્ખી અને સરળ ભાષા હતી, બલ્કે અંગ્રેજી ભાષાની ત્રીજી ચોથી ‘A B C D’માં તો ઘણું સુંદર લખતા હતા.

જે વખતે હું અરબી ત્રીજામાં પઢતો હતો, તે વખતે પહેલી વખત મારો પાસપોર્ટ બનાવવાની જરૂર પડી, હમારે ત્યાં બારડોલીમાં ‘લિમડા ચોક’માં ‘ચંદ્ર કાન્ત’ નામે એક જૈન હતા, જે જમીનોના દસ્તાવેજ, પાસપોર્ટ વીઝા, સરકારી કામો કરતા હતા, લગભગ વકીલની ડીગ્રી એમની પાસે હતી, મારા પાસપોર્ટનો ફોર્મ ભરવા વાલિદ સાહબે જયારે અંગ્રેજીમાં લખવાનું શરૂ કર્યું તો સુંદર અક્ષરો જોઇ ‘ચંદ્ર કાન્ત ભાઇ’ મારી સામે જોઇ કહેવા લાગ્યા, આટલુ સુંદર લખતા તો હમને પણ નથી આવડતું.

## વાંચન માટે જરૂરી વાતો

મર્હુમ વાલિદ સાહબ કિતાબ અથવા પેપર વાંચવા વિશે ખાસ હિદાયતો કરતા હતાઃ

(૧) સુતા સુતા વાંચવું જોઇએ નહીં, એનાથી નજર કમજોર થાય છે.

(૨) આંખ અને પુસ્તક વચ્ચે યોગ્ય અંતર હોવું જોઇએ, ઓછામાં ઓછું એક ફુટ થી વધારે અંતર તો હોવુંજ જોઇએ.

(૩) નાના અક્ષરોમાં લખાયેલ લખાણ ઘણા દૂરથી વાંચવાની કોશિશ ન કરવી જોઇએ.

(૪) જરૂરી ઉજાસમાં વાંચવું જોઇએ, દિવસે કુદરતી ઉજાસ જયાં વધારે હોય ત્યાં વાંચવું જોઇએ, જેમ કે બારી અથવા દરવાજાની નજીક, અને રાત્રે લાઇટ વિગેરેની જરૂરી સગવડ કરી વાંચવું જોઇએ.

નોંધઃ પહેલાના લોકો મજબૂત બાંધાના હતા, હવે દિવસેને દિવસે તેમાં ઘટાડો થઇ રહયો છે; એટલે આ વાતોનું ખાસ ઘ્યાન રાખવું જોઇએ.

## હઝરત મોલાના અબ્દુલ હક મિયાં રહ.ના ઇન્તિકાલ પર લખેલ એક લેખ

હવે અહિંયા એ લેખ નકલ કરીએ છીએ જે ‘મજલિસે ખુદામુદીન’ના સ્થાપક અને સદર હઝરત મોલાના અબ્દુલ હક મિયાં સાહબ રહ.ની વફાત પર હઝરત વાલિદ સાહબ રહ.એ લખ્યો હતો.

❁ બિસ્મિહિ તઆલા ❁

# સદર મૌલાના અબ્દુલહક મિયાં રહ.

**રજુકર્તાઃ મવ. સુલૈમાન મૂસા હાફેઝજી સા. (દા.બ.), બારડોલી**
માજી ઓફિસ સેક્રેટરી મજલિસે ખુદ્દામુદ્દીન

આ નાકારહ લેખક નથી અને ન એ લાયક છે કે મર્હુમ વ મગફૂર મૌલાના અ.હક મિયાં સાહબ સદરે મજલિસે ખુદ્દામુદ્દીનના જીવન ચરિત્ર ઉપર કાંઇ લખી શકું! જેમનું જીવન અનેકા અનેક મિલ્લી સેવાઓ તેમજ કૌમની ફલાહ અને બહબૂદીમાં ગળાડુબ રહયું.

મર્હુમ સાથે મારો પરિચય હમો બન્નેવની તાલિબે ઇલ્મીના વખતમાં થયો. એવણ પહેલા મદ્રસા મઝાહિરૂલ ઉલૂમ સહારનપૂરમાં પઢતા હતા. અને હું સને ૧૯૪૧ થી ૪૮ સુધી દારૂલ ઉલૂમ દેવબંદ યુ.પી.માં મદારિસમાં ગુજરાતીઓ ખાસ કરી દક્ષિણ ગુજરાતીઓ સુરતી તરીકે ઓળખાતા, રજાના દિવસોમાં યા જલ્સાઓમાં વર્ષ દરમિયાન બે-ચાર વાર એક બીજાના સંપર્ક, સહવાસમાં આવતા રહેતા. મર્હુમ સહારનપૂરથી દેવબંદ પધારતા તો હમો સુરતીઓને મેઝબાનીના લાભથી મહરૂમ રાખતા કારણકે મુહદ્દિસે ઝમાં હઝરત અલ્લામા સૈયદ અન્વર શાહ કશ્મીરી રહ.ના કુટુંબીજનો સાથે એમના ઘણાજ સારા સંબંધો હોવાથી તેમના મહેમાન બનતા, પરંતુ સુરતીઓની મુલાકાત જરૂર લેતા. એ વેળા વિચારોની આપ લે અને ચર્ચાઓની મઝા આવતી, હમો સુરતીઓ દેવબંદથી સહારનપુર જતા, તો મોટે ભાગે એમના મહેમાન

બનતા, તો ખુશી અને શોખથી સારૂ સારૂ પકાવી ખવાડતા. ઝિંગા મચ્છી (સૌંઢીયા)ના ખીમાના કબાબ પહેલ વહેલા એમના હાથના ખાધેલાનું યાદ છે. હસી ખુશીના સાથે પકાવવાનું કામ કરતા અને દિલલગી માટે હમોને પણ તેમાં શામિલ કરતા. હઝરત ઈબ્રાહીમ અલ.ની મહેમાન નવાઝીનો સદગુણ પહેલાંથી છેલ્લા સુધી એમનામાં જોવા મળ્યો કેમકે એવણ આખર તો ઈબ્રાહીમી પુત્ર હતા. એમના વાલિદે મર્હુમ હાજી ઈબ્રાહીમ મિયાં જેમને મેં ઘણા વર્ષો સુધી કરીબથી જોયા છે. અને એમના કફન દફન તેમ કબરમાં ઉતારવામાં હું શરીક હતો, એઓ પણ ઉલમાઓની મહેમાન નવાઝીમાં અગ્રેસર રહતા. હાં, મર્હુમ મૌલાના ખાવામાં તેમ ખવડાવવાના ઘણા શોખીન હતા ઘણી વખતે મજલિસના સ્ટાફની તેમ કોઇ કોઇ વેળા જામિઅહ ડાભેલ સિમ્લકના ઉસ્તાદોની પાર્ટીઓ રૂપે દઅવત આપતા.

સદનસીબે એમને દુર્વેશ સિફત ફકીર જનાબ મહમૂદ પાંડોર સાહબની સાહબઝાદી અને શયખુલ ઈસ્લામ હઝરત મદની રહ.નાં મજાઝ મૌલાના બાયઝીદ પાંડોર સાહબ આફ્રિકીનાં બહેન નેક ખાતુન રાબિઅહ બાઇ રફીકએ હયાત તરીકે મળેલા, એવણ મર્હુમના ખાવાના ઝોકશોખ પ્રમાણે ઉમ્દા ઉમ્દા ખાણાઓ પકાવવામાં માહિર છે. કદીએ મહેમાન નવાઝીમાં મોઢું ચઢાવતા નથી, બલ્કે ખવડાવવામાં ગર્વ અનુભવે છે. સાથેજ અમુક વખતે ખાસ ખાસ દોસ્તો તેમ સ્ટાફવાળાઓ પાસે પગાર વધારા ઉપર દઅવત પાર્ટીનો મુતાલબો પણ કરતા. નમુના રૂપે આ લખનારના વહાલા ફરઝંદોના પ્યારા વાલિદહ મોહતરમહ -(અલ્લાહ તઆલા

એમની મગફિરતે તામ્મહ ફરમાવે, અને અપાર રહમતોથી નવાઝે, આમીન. જેમનો હાલમાંજ તા. ૨૭-૯-૯૮ના ઈન્તિકાલ થયો છે -ના હાથનું 'જોબન મતી' નામનું ખાણું બહુજ સ્વાદિષ્ટ બનતુ હતુ, તે માટે મર્હુમે ફરમાઇશ કરેલી કે આ ખાણું પકાવીને ખવડાવ. અને તે મેં સ્ટાફના સભ્યો અને બધાને ખવડાવેલું. મર્હુમ ફરમાવતા રહેતા હતા કે સારૂ સારૂ ખાવ, બરાબર પેટ ભરીને ખાવ અને પછી પુષ્કળ કામ કરો.

તબીયત મિઝાજ શોખીન હતો, બંદુક થી શીકારના તેમ ગલ કાંટા રોડ તેમ નદીના દરા ઉલેચી મચ્છી પકડવાના અને પકાવીને ખાવાના ખવડાવવાના શોખીન હતા. એવા ઘણા પ્રસંગો મને યાદ છે, પ્રસંગોમાં મજલિસી ખુશમિઝાજી દિલકશ વાતો સાથીઓને આકર્ષણમાં રાખી દિલો બેહલાવતા. મર્હુમને પઠાણો અને અંભેટા વાસીઓના બેવકૂફીના મુર્ખતા ભર્યા ઘણા કિસ્સાઓ યાદ હોય સંભળાવતા રહેતા, શાયર તો ન હતા પરંતુ ક બંધી કરી લેતા તેમજ બૈદબાઝી અન્તકડીમાં પણ ઘણો રસ ધરાવતા. વાત લાંબી થતી જાય છે એ ટુંકાવીને પાછળ હટીયે મઝાહિરૂલ ઉલૂમમાં એ વખતના ટોચના અસાતિઝએ કિરામમાં હઝરત મોલાના અબ્દુલ લતીફ સાહબ, હઝરત મોલાના અબ્દુર્રહમાન કેમલપૂરી સાહબ, હઝરત શૈખુલ હદીષ મોલાના ઝકરિયા સાહબ, હઝરત મોલાના અસ્અદુલ્લાહ સાહબ, હઝરત મુફતી સઇદ સાહબ રહમતુલ્લાહિ અલયહિમ સાથે મર્હુમના અકીદતમંદાના સારા સંબંધો હતા, જેને લઇ હમોને પણ એ બુઝુર્ગોની મજલિસોમાં હાજર થઇ ઉમ્દાવાણીઓ સાંભળવાની અને દુઆઓ લેવાની તક મળતી,

મઝાહિરમાં એમની ત્રણેક વર્ષની તાલિબે ઇલ્મી પછી ઇલ્મી પ્યાસ બુઝાવતા, તેમ બાકી દર્સિયાતની તકમીલ માટે દારૂલ ઉલૂમ દેવબંદમાં દાખ્લો લઇ લીધો. એમના નાના ભાઇ મર્હુમ મોલ્વી શફી મિયાં પણ એમની સાથે દારૂલ ઉલૂમમાં પઢવા માટે આવ્યા. દેવબંદમાં મર્હુમ હઝરત અન્વર શાહ સાહબ રહ.ના સાહબઝાદા મોલાના સૈયદ અઝહર શાહ (કૈસર) રહ. જેઓ માસિક 'દારૂલ ઉલૂમ' રિસાલાના તંત્રી હતા, સાથે ડાભેલથીજ જૂના દોસ્તાના સંબંધ હતા એ કારણે મોલાના અઝહર શાહ સાહબની મજલિસોથી ફૈઝ હાસિલ કરવા તેમ જાણકારી મેળવવા મને પણ મોકો મળ્યો, મોલાના સૈયદ અઝહર શાહજી પાન પુષ્કળ ખાતા હતા. પાન ખાતા જતા અને વાતો કરતા જતા અને લખતા જાય.

બન્તા સુધી શાહજીની દોસ્તીના કારણે મર્હુમને પણ ઘણા પાન ખાવાની આદત પડી હશે. સારા પાન ઉકાળેલો ગાળેલો કાથો, માખણ જેવો ચૂનો, સુગંધીદાર તમાકુ વાપરતા, કાથો ચૂનો પાન પર લગાવવાની ચમચીઓ જૂદી જૂદી રાખતા જે તબીઅતમાં નિફાસત હોવાનું દર્શાવે છે. જો કોઇ મહેમાન એ ચમચીઓ અદલ બદલ કરી નાખતા તો એમનું દિલ દુખાતુ અને એ કારણે અમુકને તો પોતે પાન લગાવીને આપતા. પાનમાં તો ઉમ્દા કિસમના પાનોની શોધમાં રહેતા જેમકે બેગમાતી પાન, લખનવી પાન, કલકત્તી પાન, મુંબઇ પાન, દેશી પાન વિગેરે. પાન ખાવાના એટલા બધા આદી અને શોખીન હતા કે એમના કહેવા પ્રમાણે 'હું હજમાં ગયો ત્યારે મુંબઇથી ઉમ્દા પાનનો એક કરંડયો ખરીદયો, જીદ્દહ ઉતરવા પછી કસ્ટમમાં ચેકીંગ શરૂ થયું. તે વખતે સઉદીમાં ઘી, તેલ, આદુ,

અચાર, પાન વિગેરે લઇ જવાની મનાઇ હતી, ચેકર સઉદી હતો તેની નજર કરંડીયા ઉપર પડી તો ઉઠાવીને જોરથી કચરા પેટીમાં નાખી દીધો, એ નાખવું શું હતું! મારા દિલ ઉપર ઘેરો સદમો થયો અને શરીરે ધ્રુજારી ઉઠી''.

પાનની દાસ્તાન ટુકવતા પાછળ હટીયે દારૂલ ઉલૂમ દેવબંદમાં એમણે દૌરએ હદીષ મખદૂમી વ સય્યિદી, વસીલતી ફિદ્દારૈન શૈખુલ ઈસ્લામ હઝરત મોલાના સૈયદ હુસૈન અહમદ મદની સાહબ કુદ્દિસસિર્રહુથી પઢી. ફરાગત પછી વતન પધારી ઘરે સિમ્લક રહયા, પોતાના મુરશિદના બતાવેલ મામુલાત સફરમાં હોય કે ઘરે પાબંદીથી પૂરા કરતા, ચાદર-કસીદો ઓઢી મુરાકબામાં પણ બેસી જતા. હઝરત મોલાના હકીમુલ ઉમ્મત અશરફઅલી થાનવી રહ.ના ઘણાજ પ્રશંશક હતા જેથી ખાનકાહે થાનાભવનનાં ઘણા વાકિઆત બયાન કરતા, એમનો દિલી રૂજહાન એ તરફ વધુ હતો અને હોવો પણ જોઇતો હતો. ઘરે રહીને એઓ વાલિદે બુઝુર્ગવાર સાથે ખેતીવાડીમાં પણ જતા, તથા પોતાના મર્હુમ બનેવી મોલાના મુહમ્મદ સઇદ બુઝુર્ગ સાહબ માજી મોહતમિમ જામિઅહ ઈસ્લામિયહ ડાભેલ, સિમ્લક તેમજ માજી ખજાનચી (ઘણા વર્ષો સુધી રહેલા) મજલિસે ખુદ્દામુદ્દીન જીલ્લોઃ સુરતના સાથે ભાગીદારીમાં સિમ્લક ખાતે અનાજ કરિયાણા વિગેરેની દુકાન ચાલુ કરેલી. મજલિસની સ્થાપના પહેલા આપની દીની પ્રવૃત્તી ગામમાં તેમજ અતરાફમાં તબ્લીગી તકરીરી રૂપે ચાલુ હતી.

# મજલિસની સ્થાપના

મજલિસની સ્થાપનાથી પહેલાં સુરત જીલ્લામાં ઉલમા, હુફ્ફાઝ, મુદર્રિસીન હઝરાતનું કોઇ સંગઠન હતું નહી. જેનો એહસાસ અને ફિકર કેટલાક નવજવાનોને થયા કરતો હતો, કે એઓનું કોઇ સંગઠન હોય તો જરૂરત વખતે અવામમાં પોતાનો અવાઝ ઉઠાવી શકે. એ હેતુસર કેટલાક ઉલમા સુરત ખાતે ચર્ચા વિચારણા કરવા ભેગા થયા, અને સંસ્થાની સ્થાપનાને વેગ આપવા એક એડહોક કમેટી બનાવવામાં આવી. જેણે સંસ્થાના હેતુઓ અને બંધારણનો ખરડો તૈયાર કરીને જનરલ મીટીંગ બુલાવવાનું નક્કી કર્યું. જેની જાહેરાત ઝુબાની મુલાકાતે અને ટપાલ તેમ પેપર દ્વારા કરવામાં આવી. તે મુજબ સુરત સુફીબાગ ખાતે મોટા પ્રમાણમાં ઉલમા હુફ્ફાઝ વિગેરે ઉમટી પડ્યા.

એ મીટીંગમાં એડહોક કમેટીએ તૈયાર કરેલ સંસ્થાના હેતુઓ અને બંધારણની કલમો વાંચી સંભળાવવામાં આવી, જેને સુધારા વધારા સાથે મંજુર કરવામાં આવ્યું. સંસ્થાનું કાર્યક્ષેત્ર ઉત્તરે નર્મદા નદીનો દક્ષિણ કિનારા સુધી અને દક્ષિણે વાપી સુધી, પુર્વે નવાપુર સુધી અને પશ્ચીમે અરબી સમુદ્રના પુર્વ કિનારા સુધી નક્કી કરવામાં આવ્યો. સંસ્થાનું નામ મજલિસે ખુદ્દામુદ્દીન-સુરત રાખવામાં આવ્યું. એમ ડિસેમ્બર, ૧૯૫૨માં સંસ્થાનો પાયો નંખાયો.

સંસ્થાનું કામ કાજ કરવા કાંઇ બેલેન્સ નહિં હોય કર્ઝ લઇને કામ ચાલુ કરવામાં આવ્યું. એ કર્ઝ આપવામાં સંસ્થાના ઘણા વર્ષો

સુધી ખજાનચીના હોદ્દા ઉપર અમાનતદારીથી રહેલા મર્હુમ મોલાના મુહમ્મદ સઇદ મોલાના અહમદ બુઝુર્ગ સાહબ મોખરે હતા. મીટીંગમાં સદારતનો તાજ કામની આવડત અને કામ કરવાની ઘગશ રાખવાવાળા એવા ઉત્સાહી મર્હુમ મોલાના અબ્દુલ હક મિયાં સાહબની ઉપર હાજરજનોની નજરે ઇન્તિખાબ પડી. અને એમના શિરે એ તાજ મુકાયો, જે મર્હુમે આખિર દમ સુધી નિભાવ્યો.

પ્રમુખ-સેક્રેટરી સંસ્થાના કામકાજો ઉપર પુરૂ ધ્યાન કેન્દ્રીત રાખી શકે તે માટે સંસ્થાની મુખ્ય ઓફિસ એઓના રહેઠાણના ગામે હોવી જરૂરી છે, એ હિસાબે સિમ્લક ખાતે, મર્હુમ અહમદ ભાઇ મોતાલા સાહબની બે ગાળાની બિલ્ડીંગનો માળ ભાડેથી રાખવામાં આવ્યો. અને ઘણા વર્ષો સુધી એમાં ઓફિસ રહી. એ પછી મર્હુમ સદર સાહબના ચાચા, મર્હુમ યુસુફ મિયાં સાહબ રહ. કે જેમણે ડાભેલ-સિમ્લકના રહીશો માટે પાણીની રાહત અને સહુલત માટે સવાબે જારિયહનું કામ ભારે જહેમત ઉઠાવી બન્નેવ ગામો માટે પાણીની ટાંકીઓ બનાવી મહોલ્લે મહોલ્લે પાઇપ લાઇનો નાંખી પાણીના સ્ટેન્ડો બનાવ્યા. અને શુભકાર્ય હંમેશ ચાલુ રહે તે માટે આવક આપતુ વકફ બનાવ્યું, કેટલાક વર્ષો થયા આજ પર્યંત ચાલુ છે, તેમની આલિશાન બિલ્ડીંગ ખાલી થતાં મજલિસની ઓફિસ એમાં લઇ ગયા, અને આજે પણ એજ બિલ્ડીંગમાં મજલિસની ઓફિસ એના વિશાળ માળ અને હોલમાં ચાલુ છે.

આ નેક મર્હુમ સદર સાહબના લાયક બેટા અને જાનશીન જનાબ હાફિઝ અબ્દુલ્લાહ મિયાં સાહબ અને મજલિસની

મુન્તઝિમહથી એક વાતની યાદ દિહાની કરાવી અપીલ કરિશ કે, મર્હુમ સદર સાહબ એમ ચાહતા હતા અને ફિકરમાં હતા કે સિમ્લક ખાતે મજલિસની ઓફિસ માટે કાયમી રીતે એક મોટું મકાન બનાવવામાં આવે. અને તે માટે એમની નજરે ઈન્તિખાબ એમના સામેજ, એમના પાસેના સગા કુટુંબીઓ મિયાં લોકોની પત્થરવાલા પાયાની જમીન હતી અને છે. તો મર્હુમના જાનશીન અને મુન્તઝિમહના સભ્યો, એ ઉમ્દા અને ભગીરથ કાર્યને ઉપાડી લઇ પાયએ તકમીલ સુધી પહોંચાડી મર્હુમના આત્માને ખુશ કરી રાહત પહોંચાડશે, એવી પુરી આશા રાખું છું. 'ઈન્કાર અઝ તુ આયદો મર્દાં ચુની કુનદ'.

મજલિસના હેતુઓ પ્રમાણે કામો ચલાવવામાં ગુજરાતના અકાબિરીન અને બુઝુર્ગ ઉલમામાંથી ૭ (સાત) સરપરસ્તોની નિમણુંક કરવામાં આવી, કે એમની રહબરી મશ્વેરાઓ તેમ દુઆઓથી કામો કરવામાં આવે. જે પૈકી ફકત એક સરપરસ્ત હઝરત મુફતી સૈયદ અબ્દુર્રહીમ લાજપૂરી મ.ઝિ. અમીરે શરીઅત ગુજરાત હયાત છે. અલ્લાહ પાક એમની ઉમ્ર દરાક કરે અને મજલિસને એમની દુઆઓથી ફૈઝયાબ બનાવે, આમીન.

મજલિસના હેતુઓ મુજબ કામની શરૂઆત અને સ્થાપનાને ૬ (છ) માસ થયા હતા કે આ લખનારને આલીપુર ખાતે નોકરીના ઈન્ટરવ્યુ માટે જવાનું હતું. તો મને વિચાર થયો કે, મર્હુમ સદર સાહબને આલીપુરવાસીઓ માન પુર્વક જુએ છે, તો એમની પાસે ભલામણ ચિઠ્ઠી લખાવીને જવા માટે હું સિમ્લક એમની સેવામાં હાજર થયો અને વાત કરી, તો તરતજ એમણે કહયું કે તમારે

આલીપુર જવાની જરૂરત નથી, અહિં મજલિસમાંજ સેવા આપો. મેં એમની ઓફર તરતજ સ્વીકારી લીધી, એ આશયથી કે આલીપુર યા બીજે ગામે કાયમ થવાથી અમુક વખતે કોઇ ન કોઇ શકલમાં બિદઅતના કામોમાં સંડોવણી થશે, તેમજ ગામ જમાઅતના દબાણ હેઠળ રહેવું પડશે. જયારે મજલિસમાં રહીને એનાથી હિફાઝત રહેશે, તેમજ મજલિસના હેતુઓ મુજબ મર્હુમ સદર સાહબના છત્ર છાયામાં રહીને દીની ખિદમતોનું એક વિશાળ મેદાન હાથ લાગશે.

મારા પુરોગામી મોલ્વી રશીદ અહમદ ઈસ્હાકજી સાહબ ડાભેલી છુટા થનારજ હતા જેથી બીજે દિવસથીજ મેં કામ કરવાનું ચાલુ કરી દીધું, અને એ રીતે મર્હુમના ગાઢ પરિચય અને સંપર્કમાં આવ્યો.

## દોરાઓ-સફરો

મર્હુમ ઘરના સુખી હાલત હોય, મજલિસના હેતુઓ પાર પાડવા પોતાની ઝાતને વકફ કરી દીધી. મજલિસના સભ્યો વધુથી વધુ બની સંગઠન મજબૂત બને તે માટે તેમજ મજલિસ સાથે મદારિસોનું ઈમ્દાદી તેમ ગેર ઈમ્દાદી જોડાણો વધારે પ્રમાણમાં થાય તે અંગે તેમજ મકાતિબની વિઝિટ અર્થે, તથા વઅઝો નસીહત, તબ્લીગ અર્થે, તેમજ ગૈર જોડાણ મદારિસના ઈમ્તિહાનો માટે બુલાવટ થતી ત્યાં જવા માટે તથા વિવિધ દીની પ્રવૃત્તીઓ માટે બબુધા સફરની તકલીફો હંસતા ચહેરે ઉઠાવી જતા. ઘણા વર્ષો સુધી એ સફરો ટ્રેનમાં, બસોમાં, બળદગાડાઓમાં, તેમજ અમુક સ્થળે પૈદલ પણ કરતા, પછી ભલે કાદવ, કીચડ, વરસાદમાં ચાલવું પડે.

રમઝાન શરીફમાં રોઝા સાથે, તેમ બીજા દિવસોમાં પણ મજલિસના ચંદા માટે સફરો ખેડતા. અને આવા ઘણા સફરોમાં ટ્રેનીંગ માટે આ લખનારને પણ સાથે લઇ જતા.

એક રમઝાનમાં તો મુંબઇથી પાછા ફરતી વેળા હમો બન્નેવ રોઝા સાથે મુંબઇથી મરોલી સુધી ભારે ભીડમાં ઉભા ઉભા તે પણ જકડાઇને આવવું પડેલુ યાદ છે.

## વાઅઝો નસીહત

મર્હુમના વાઅઝો-બયાનો અસરકારક થતા હતા, અને કેમ નહીં હોય! કેમકે એમના દિલમાં મુસ્લિમો માટે ઈસ્લાહે મુઆશરહ અંગે તડપતી લગન હતી, જેના કારણે ઈસ્લાહી વાતો દિલના ઉડાણ અને દર્દ સાથે નિકળતી હોય અસર કરતી હતી. લિલ્લાહિયત અને ખુલુસ પુર્વક નિકળેલા ઉદગારો પોતાનો રંગ ચઢાવે છે. બહુધા સહરગાહી ઈબાદત અને સવાબ પ્રાપ્ત કરવા બયાનમાં આ શેઅર સંભળાવતા.

જાગ ઉઠ સીજદેમેં ગીર
રો કર દુઆએં માંગ તુ
બતા બાત તેરી કોનસી અલ્લાહને માની નહીં
આજ તુજમેં વોહ ઝૌકે મુસલમાની નહીં

ગાફિલ ઘમંડી માણસ પોતાની શકિત ઉપર અભીમાન કરે છે, તેની ઈસ્લાહ માટે દાખલો આપી ફરમાવતા કે તારા કરતા તો એક નાની સરખી ચકલીમાં શકિત વધુ છે. બાળકોની દીની તઅ્લીમ પ્રત્યે માં બાપોની ઉદાસીનતા નિષ્કાળજીને દુર કરવા

દ્રષ્ટાંતરૂપે ફરમાવતા કે, તમો આ લાઇટની ઝળઝળાહટ જોઇ રહયા છો, એ કદી એકજ જાતના વાયરથી થઇ નથી, બલ્કે એમાં બેજાતના પાવરવાળા વાયરો હોય છે, એક પોઝિટીવ બીજો નેગેટીવ, બન્ને જાતના પાવરો હોય તોજ રોશ્ની થાય છે. તેજ પ્રમાણે બાળકો માટે ઉસ્તાદ અને માં બાપ, પોઝેટીવ-નેગેટીવ સમાન છે, જો બન્નેવની મહેનત કાળજી હશે તોજ બાળક ઇલ્મ ગ્રહણ કરી શકશે. અને બીજો દાખલો આપતા કહેતા કે તમારી આ બે આંખો ત્યારેજ કામ આપી શકે છે કે બાહરનો પ્રકાશ પણ હોય તોજ. અંધારામાં બેસી જાવ, આંખ ગમે તેટલી તેજ કેમ ન હોય, કામ આપશે નહીં. એ પ્રમાણે ઉસ્તાદ અને માં બાપ મહેનત કરે તોજ બાળક માટે ફળદાયી થઇ ઇલ્મ સારી રીતે પ્રાપ્ત કરી શકશે. પરંતુ અફસોસ કે આમ મુસ્લિમ સમાજ એ પ્રત્યે બહુધા નિષ્કાળજીમાં ફસાયેલા છે. મુસ્લિમ સમાજને ઝંઝોળતા અફસોસ સહ ફરમાવતા કે આમ મુસ્લિમ સમાજ પ્રજા દીની અને દુન્યવી રીતે બહુજ પછાત છે. છતાં પણ એને એનો રંગ કે એહસાસ શુધ્ધાં નથી જે કમનસીબીની વાત છે એ બયાન કરવામાં શેઅર પઢતા.

વાય નાકામી મતાએ દીનો ઈમાં રૂખ્સત હુવા
ઔર મુસ્લિમ કે દિલસે એહસાસે ઝિયાં રૂખ્સત હુવા

## ઓફિસ પ્રમુખ અને સેક્રેટરી

સંસ્થાના મુખ્ય સુત્રધાર પ્રમુખ અને મંત્રી હોય છે, જે પાસે પાસેના રહેવાસી હોય તો કામોમાં આસાની અને સરળતા રહે છે. તે હિસાબે જ સેક્રેટરી તરીકે ડાભેલથી જનાબ મોલાના અબ્દુલ હય

બિસ્મિલ્લાહ સાહબ રહ. માજી ઉસ્તાદ અને મોહતમિમ જામિઅહ ઇસ્લામિયહ ડાભેલ સિમ્લક મળી આવ્યા. એમણે ઘણા વર્ષો સુધી એ પદને દીપાવ્યું. અને મજલિસની પ્રગતીમાં મર્હુમ સદર સાહબ સાથે ઘણા વર્ષો સુધી સહભાગી રહયા.

## સંસ્થાનું મુખપત્ર

સંસ્થાને વેગવાન બનાવવામાં તેનું મુખપત્ર હોવું અગત્યનું છે. શરૂના પાંચેક વર્ષમાં મજલિસનું પોતાનું મુખપત્ર નહીં હોય, સુરતથી પ્રગટ થતા અઠવાડીક 'મુસ્લિમ ગુજરાત'ના તંત્રી અને માલિક જનાબ મુનાદી સાહબે ચમકાવવામાં એની પ્રગતીઓ છાપતા રહી ઘણો સહકાર આપ્યો. પરંતુ મર્હુમને દીની પ્રચાર અને મજલિસની પ્રવૃત્તીઓ વધારવા માટે મજલિસનું માસિક કાઢવાની ચિંતા થયા કરતી હતી. જે છેવટે તા. ૧-૪-૧૯૫૭થી સાકાર થઇ બુઝુર્ગોની દુઆઓ સાથે માસિક ''અલ-ઇસ્લાહ''ના નામથી પ્રગટ થયું જે આજ દિન સુધી પોતાના હેતુઓને અનુલક્ષી કાર્યવંત છે. અને એના ૪૧માં વર્ષે મર્હુમની યાદગીરીમાં આ એનો ખુસૂસી અંક પ્રગટ થઇ રહયો છે. ચાલીસનો અદદ શુકન વંતો છે. જે એણે (અલ-ઇસ્લાહે) મર્હુમના હાથથી પુરો કરાવ્યો. હવે બીજી ચાલીસી કોના ઝરીયે થાય એ તો આવનારો સમય કહેશે. પરંતુ દુઆ અને આશા છે કે એમના લાયક પરહેઝગાર પુત્ર જનાબ હાફિઝ અબ્દુલ્લાહ સાહબ જેઓ મર્હુમના પુરોગામી પ્રમુખ બન્યા છે. તેમની ઝાત આ સુવર્ણ ચાલીસી પ્રાપ્ત કરે. ઈ દુઆ અઝ મન વ અઝ જુમ્લા જહાં આમીન બાદ. આપણી કોમમાં બેહિસી વધારે છે.

જેને લઇ અલ-ઇસ્લાહ ખોટમાં ચાલે છે તો મજલિસ એની ખોટ નિભાવી રહી છે. વરના પાછલા પચાસ વર્ષમાં ઘણા માસિકો પખવાડીકો અને સાપ્તાહિકોને લવાજમોમાં મોટી ખોટ જવાથી બંધ કરવા પડેલા છે. જેનો પ્રશ્ચાતાપ કોમ કરે એટલો ઓછો છે.

## તબ્લીગ

પાછળ લખાય છે તેમ મર્હુમ વઅઝો નસીહતથી દીનની તબ્લીગ કરતા હતા, એજ પ્રમાણે એમને પુસ્તીકાઓ રૂપે પણ મુસ્લિમો સુધી દીન પહોંચાડી ઇસ્લાહ કરવાનો ઉમંગ હતો. જેના ફળદાઇ રૂપે મજલિસ તરફથી નાની મોટી અડસઠ (૬૮) પુસ્તીકા તેમ પેમ્ફલેટો પ્રગટ થઇ હાથો હાથો ઉપડી જઇ મુસ્લિમ ઘરોમાં પહોંચેલ છે. મજલિસની આ પ્રવૃત્તી મંદ થઇ હોય એને ફરી ચેતનવંતી બનાવવાની જરૂરીયાત છે. અલ-ઇસ્લાહ તેમ તબ્લીગી પ્રકાશનો સરળતાથી છપાઇ શકે તે માટે મજલિસે મર્હુમ મોલાના ગુલામ મુહમ્મદ નુરગત સાહેબ પાસેથી અનવર પ્રી. પ્રેસ પણ ખરીદેલું છે. જેની મશીનરી જર્જરીત થતાં અને કારીગરોની તંગી પડતા એ બંધ જેવું છે. તો હવે જમાનાને અનુરૂપ ઓફસેટ પ્રેસ બનાવી કાર્યવંત કરવું જોઇએ.

## મકાતિબ

મુસ્લિમ બાળકોની દીની તઅલીમ સહી તૌર પર અને પધ્ધતિસર થાય તે માટે આપને ઘણી ફિકર હતી, જેથી એ પધ્ધતિને આપે મજલિસની જીવાદોરી સમાન બનાવી એ પાછળ ઘણી

મહેનત કરી, તેના સ્વરૂપે આપે મજલિસના સરપરસ્ત સાહેબો સાથે વારંવાર મળી મકાતિબ માટેનો અભ્યાસ ક્રમ બનાવ્યો, અને ગામે ગામના મકાતિબોને એનો લાભ મળે તે હેતુસર આપે ઈમ્દાદી અને ગૈર ઈમ્દાદી જોડાણ ચાલુ કર્યા. અને એ માટે મકાતિબ વિભાગનું બંધારણ પણ બનાવ્યું. તાલીમ વ્યવસ્થીત થાય છે કે નહીં તેની ચકાસણી માટે ગામના મુતવલ્લી સાહબના સહી સાથે માસિક રિપોર્ટ મોકલવાનો પ્રબંધ કર્યો, ત્રણ માસિક, છ માસિક અને વાર્ષિક ઈમ્તિહાનો લેવા અચાનક વિઝિટો કરી જેના માટે વિઝિટરો કાયમ કર્યા અને એ બધા ઉપર કન્ટ્રોલ માટે ઓફિસમાં તઅલીમી વિભાગના એક સેક્રેટરી નિમ્યા. એઓ બધી બાબતોની ચકાસણી કરતા રહે, ગામના મોહતમિમ મારફતે સુચનાઓ મોકલેલ જેથી મોહતમિમ અને ઉસ્તાદો બન્ને સજાગ રહે, પઢાઇની ઈસ્લાહ કરતા રહે.

મકાતિબ વિભાગના કામોની તરતીબ અને ગોઠવણી મર્હુમે બહુજ સરસ ઉમ્દારૂપે કરી હતી, મજલિસની ઓફિસમાં આવનાર મહેમાનોને આ નિઝામ બહુજ સરસ રીતે વિસ્તારથી સમજાવતા હતા. જેથી મહેમાનો ઘણા પ્રભાવિત થઇ પ્રશંસા કરતા હતા.

મને સારી રીતે યાદ છે. એક વખત દીની ઇલ્મના પ્રખર અભ્યાસી એવા નદવતુલ ઉલમા લખનઉના રૂહેરવાં હઝરત મોલાના અલી મિયાં સાહબ રહ. મજલિસની ઓફિસમાં પધાર્યા હતા, તેમની આગળ મર્હુમે પુરા વિસ્તાર અને છણાવટથી એ નિઝામનો ચિતાર રજૂ કરેલો જે તેમણે બહુજ ધ્યાન પુર્વક સાંભળેલો અને પ્રભાવિત થઇ ઘણી ખુશી જાહેર કરી દુઆઓ

આપેલી.

આ નિઝામી પ્રવૃત્તીઓની સમજૂતી, આગવી પધ્ધતીથી સામેના માણસોને આંજી દેવું એ અબ્દુલ હકનોજ ખરેખર હક હતો. હાલમાં ૬૨ ઇમ્દાદી ૪૧ ગૈર ઇમ્દાદી મકાતિબ મજલિસના સંચાલન હેઠળ ચાલે છે.

## સંસ્થાઓમાં ઉતાર ચઢાવ

જે સંસ્થાઓ પછી તે દીની લાઇનની હોય કે દુન્યવી લાઇનની તેમાં કાર્યકરોના મીઝાજ, સ્વભાવ વિચાર સરણીની ભીન્નતાના કારણે ઉતાર ચઢાવ પણ આવે છે. તો મજલિસ કેમ એનાથી બાકાત રહી શકે.

મજલિસની વર્કીંગ બોડી એની મુન્તઝિમહ કમિટિ છે. જે મેમ્બરોમાંથી ૩૧ સભ્યોની બને છે. તો વર્ષ ચોક્કસ યાદ નથી પણ ઘણા વર્ષો થયા એ કમિટિના ઘણા સભ્યો કે જેઓ મજલિસની પ્રવૃત્તીઓમાં રસ ધરાવી આગળ પડયા કહેવાતા હતા, તેમણે કોઇ કારણસર રાજીનામા લખી મોકલ્યા હતા એમાં એક સાહબ તો મર્હુમના જાને જીગર દોસ્ત હતા. એ રાજીનામા મેનેજીંગ કમિટિમાં રજુ થતા એ ઉપર લાંબી ચર્ચા વિચારણા પછી સખેદ મંજુર કરવામાં આવ્યા.

એના થોડા ટાઇમ પછી મજલિસની વાર્ષિક ઇન્તિખાબી મિટિંગનો સમય આવ્યે કમિટિએ એની તારીખની જાહેરાત કરી એ પછી રૂઠેલા રાજીનામાં આપી છુટા થયેલા સાહેબોએ મજલિસની આ ઇન્તિખાબી મિટિંગ થાય નહીં એ માટેની હીલચાલ અને

સરકારથી ગેર કાયદે ઠેરવી સ્ટે લાવવા સુધીનો પ્રોગ્રામ બનાવી એનો પ્રોપેગન્ડો કરેલો, આ તરફ સદર સાહબે પોતાની આગવી કુનેહ અને કાર્ય કુશળતાથી બચવાના કામો કરવા મંડી પડયા, તેમ સ્ટે આવી પડે તો એને તાત્કાલિક ઉઠાવવાના પગલા લેવાનો પુરો બન્દોબસ્ત કરી લીધો હતો. તેમજ પોતાના અંગત મુખલિસ હમદર્દોને સલાહ મશ્વરહ માટે બોલાવી લીધા હતા, જેમાંના એક હાજી અહમદ ચોથીયા સાહબ હયાત છે. અલ્લાહ એમની ઉમર મોટી કરે, આમીન. એ પ્રયાસો કામિયાબ રહયા અને એ વાર્ષિક મીટીંગ સારી રીતે એજંડા પ્રમાણેના કામો પતાવી દુઆ પર મોડી રાત્રે પુરી થઇ હતી.

## લોક ઉપયોગી પ્રવૃત્તીઓ

જે ગામોમાં મુસ્લિમોની વસ્તી આઠ દસ કે બાર પંદર ઘરોની હોય ત્યાં નમાઝ બા જમાઅત થાય અને દીની તઅલીમનો પ્રબંધ થાય તેવા ગામોએ મકાતિબ કાયમ કરી ઉસ્તાદોનો બંદોબસ્ત કરી ઇબાદત ખાના અને મસ્જિદો બનાવી તથા જયાં રીપેરીંગની જરૂરત હોય ત્યાં રીપેર કરાવ્યા, તેમજ જયાં પાણીની તંગી હતી ત્યાં કુવાઓ બનાવ્યા, આ બધાની સંખ્યા ઘણી વધારે છે. જેના અહેવાલો વખતો વખત મજલિસના રિપોર્ટો તેમ અલ-ઇસ્લાહમાં પ્રગટ થયા છે. એની તફસીલ લખવામાં આવે તો ઘણા પાનાઓ ભરાઇ જાય, જેથી ટુંકમાં લખ્યું છે.

બીજુ કે સને ૧૯૫૭માં તાપી નદીમાં મહાવિનાશક રેલ પ્રચંડ જોરશોરથી આવી હતી, જેથી એના કીનારે સુરત જીલ્લાના

ગામોમાં અને ખાસ કરીને સુરત શહેરમાં ભયંકર ખાના ખરાબી સર્જાઇ હતી, જાની માલી તેમજ જાનવરોના નુકસાન ઉપરાંત મિલ્કતોને બહુજ ભારે નુકસાન થયુ હતુ. જેની તબાહી બરબાદી જોઇ ભલભલાના દિલ ધ્રુજી ઉઠયા હતા, મર્હુમે એ તબાહી પોતાની આંખે જોઇ અને રહમ દિલ દ્રવી ઉઠયું. પુર પીડીતો અને અસરઝદહની હતી ઈમ્દાદ માટે મંડી પડ્યા, દેશ વિદેશથી રોકડ ફંડ ફાળો પ્રાપ્ત કર્યો, તેમજ તૈયાર કપડાઓ એકત્ર કર્યા પરદેશથી કપડાઓ આવ્યા, તેની સરકારી કસ્ટમ ડ્યુટી માફ કરાવી મહેનત ખંત કરી કરાવી પુર ગ્રસ્તોનું લીસ્ટ તૈયાર કરાવ્યું અને જરૂરત પ્રમાણેના બંડલો બનાવી લીસ્ટ પ્રમાણે ઝુંપડે ઝુંપડે ઘરે ઘરે ફરી એ બંડલો તેમ રોકડ મદદો પહોંચાડી.

એ રેલમાં અઠવા લાઇનની પુલીસ કોલોની મસ્જિદને ઘણું નુકસાન પહોંચેલું, મજકૂર મસ્જિદમાં તે વખતે મજલિસ તરફથી ઈમ્દાદી મદ્રસો ચાલતો હતો, એ મસ્જિદની રીપેરીંગનું સર્વેક્ષણ કરાવી એ રીપેરીંગનું કામ તે વખતના સુરત રેલ રાહત કમિટિના પ્રતિષ્ઠિત ઈમાનદાર નિષ્ઠાવાન કાર્ય કરતા જનાબ હાજી કાસિમ શેઠ મનિયાર (હાફિઝ બ્રધર્સવાલાના વડીલ બંધુ)ને સોંપવામાં આવ્યું. સાથે ખર્ચની અંદાજી રકમ એમના હવાલે સદર સાહબે કરેલી એ સિલસિલામાં આ લખનાર મર્હુમ હાજી કાસિમ શેઠ મનિયારના સંપર્કમાં આવેલો.

ઉપરાંત ગરીબ હાફિઝ આલિમને બીમારી શાદી ગમીમાં રોકડ મદદ કરતા મંજુર કરાવતા. ચોથું કે દક્ષિણ ગુજરાતના મુસ્લિમોને મુંબઇ સાથે ઘેરા સંબંધના કારણે ઘણીવાર મુંબઇ જવુ

પડે જયાં રહેવાની અગવડતા દુર કરવા માટે ખાર ખાતે મુસાફરખાનુ ભારે જહેમત ઉઠાવી બનાવડાવવામાં પુરેપુરો સહકાર આપ્યો.

## તજવીદ કલાસ

મકાતિબ વિભાગના અસાતિઝા મોટે ભાગે ફન્ને તજવીદથી અજાણ હોવાના લીધે પોતે પણ સહીહ કુર્આન શરીફ પઢી શકતા નહીં હોય, પોતાના શાગિર્દોને સિહત સાથે કુર્આન શરીફ કેવી રીતે પઢાવી શકવાના હતા! તો એ માટે સુરત સુફીબાગ ખાતે મદ્રસા તજવીદુલ કુર્આન ચાલુ કર્યો જેમાં પઢાવા માટે મેવાતના જનાબ મોલાના કારી મુહમ્મદ રમઝાન સાહબ રહ. -જેમની ગણતરી ચોટીના કુર્રાઓમાં થાય છે, અને એવણ દારૂલ ઉલૂમ દેવબંદના સદર કારી હિફઝુર્રહમાન સાહબ રહ.ના શાગિર્દે રશીદ છે. અને બહુજ ખંતની સાથે ફન્ને તજવીદ હાસિલ કરી એ ફન ઉપર પુરો કાબુ ધરાવે છે, પોતાના શાગિર્દો એમનાથી પુરેપુરો લાભ ઉઠાવે એના આગ્રહી છે. તેવા એ કારી સાહબ -ને મેવાત જઇને લાવીને નિયુકત કર્યા. પરંતુ તે દિવસોમાં ગુજરાતીઓને એ ફન હાસિલ કરવાનો ઉત્સાહ ઉમંગ ન હતો જેના કારણે થોડા અરસામાં એ વિભાગને લાચારીયે બંધ કરવો પડેલો, અને એ બંધ થવામાં હઝરત કારી સાહબની થોડીક ગરમ મિઝાજીને પણ દખલ હોય શકે.

## ઇફતા

મુસ્લિમ અવામ સહીહ મસાઇલથી જાણકારી હાસિલ કરે તે માટે અલ-ઇસ્લાહમાં મુફતીએ ગુજરાત ડાભેલ સિમ્લકના

જામિઅહના હઝરત મુફતી ઇસ્માઇલ બિસ્મિલ્લાહ ડાભેલી સાહબ મર્હુમો મગફૂર -જેઓ ફતાવાના જવાબ મુદ્દાસર આપવામાં અજોડ હતા -ના ફતાવા નિયમિત છપાતા હતા. જયારે એઓ વફાત પામ્યા તો ઘણા સમય સુધી કોઇ કાબિલ મુફતી મળ્યા નહીં, તો એમની જગ્યા પુરી કરી શકે અને આમ મુસલમાનો ફતાવા વંચીત ન રહી, પોતાની વિટંબણાઓ દીનની રોશનીમાં હલ કરી શકે તેની ચીંતા મર્હુમને રંજાડવા લાગી. છેવટે એને હલ કરવા માટે મુન્તઝિમહમાં એની રજુઆત કરી. તો ઇફતા વિભાગ ચાલુ કરવા મુન્તઝિમહએ ઠરાવ પસાર કર્યો.

સદર સાહબના ઝહનમાં એ માટે કુત્બે વકત હઝરત શૈખુલ હદીસ નવ્વરલ્લાહુ મરકદહુના મોઅતમદે ખાસ, ખલીફએ અજલ, ફકીહુલ ઉમ્મત હઝરત મોલાના મુફતી મહમૂદુલ હસન ગંગોહી સાહબ રહ.ની ઝાતે ગિરામી ઘુમી રહી હતી. તે વખતે એઓ મર્હુમ કાનપુર ખાતે શૈખુલ હદીષ અને મુફતી તરીકે સેવા આપતા હતા. તો એની મંજુરી પછી સદર સાહબ પહેલી ફુરસદે કાનપુર એમની ખિદમતમાં હાજર થઇ, વાતની રજુઆત કરી એમને સિમ્લક પધારી ઇફતાની ખિદમત કરી ફૈઝ પહોંચાડવા રાજી કરી લીધા.

સદર સાહબે પરત સિમ્લક આવી ખુશખબરી સંભળાવી અને સાથેજ આ લખનારને કબુલાવ્યું કે તારે ગુજરાતી સવાલોનું ઉર્દુ ભાષાંતર કરી હઝરત મુફતી સાહબને આપતા રહેવું. પેલી તરફ કાનપુરવાલાઓને એની જાણ થતાં તેઓ હઝરત મુફતી સાહબને ઘેરી વળ્યા કે તમો અહીંથી હટી જઇ શકો નહીં, વરના હમો સત્યાગ્રહ કરી ઘેરાવ કરીશું. આખરે હઝરત મુફતી સાહબ લાચાર

થઇ સિમ્લક માટે ના પાડી દીધી. જે ગુજરાત માટે કમનસીબી આડે આવી. અને મજલિસનો ઈફતા વિભાગ ચાલુ થઇ શકયો નહીં.

## અધીવેશનો

દરેક મોટી સંસ્થાઓ પોતાના હેતુઓ પબ્લીકને સમજાવી દોરવણી આપવા તેમ સંસ્થાની કામગીરીથી જાણકાર કરવા મોટા અધીવેશન (ફંકશનો) ભરે છે. તે મુજબ મજલિસે પણ ધમડાછા, કછોલીને નવસારી ખાતે અધીવેશનો ભર્યા છે. સૌ પ્રથમ અધીવેશન ધમડાછા કછોલીમાં સને ૧૯૫૫માં ભરાયેલું જેનો પુરો જશ મર્હુમ હાજી અહમદ હાજી (વાલિદે મોહતરમ મોલ્વી મૂસા કછોલ્વી સાહબ, મોહતમિમ મદ્રસહ નૂરૂલ ઈસ્લામ મોટી દમ્મણ)ના ફાળે જાય છે. અને એ માટે હાફિઝ ઈબ્રાહીમ ચાસ્વી સાહબ મ.ઝિ. જેઓ મોલાના ઈસ્માઇલ ચાસ્વી, મુદર્રિસ જામિઅહ ડાભેલના વાલિદે મોહતરમ છે, તેમણે મર્હુમ હાજી અહમદને શીશામાં ઉતારેલા, અધીવેશનનો બધો ખર્ચ હાજી અહમદ સાહબે પોતે ઉપાડેલો. એ અધીવેશનમાં મહેમાને ખુસુસી તરીકે આમ મુસલમાનોને ફૈઝ પહોંચાડવા સદર સાહબ રહ. અને આ લખનારના ઉસ્તાદે મોહતરમ શૈખુલ ઈસ્લામ હઝરત મદની રહ.ને આમંત્રીત કરવા હઝરત મદની રહ.ના મજાઝ અને મજલિસની મુન્તઝિમહના સભ્ય જનાબ મોલાના અબ્દુસ્સમદ કાછવી રહ.ને દેવબંદ મોકલવામાં આવ્યા હતા. હઝરત રહ.એ આમંત્રણ સ્વીકારી એમની તરફથી આપવામાં આવેલી તારીખે, કછોલી મુકામે શાનદાર અધીવેશન ભરાયું હતું. જેનો હજારો લોકોએ ફૈઝ ઉઠાવ્યો હતો, બહારથી

આવનાર મહેમાનો માટે હાજી અહમદે ખાવાનો પણ બંદોબસ્ત કરેલો, આ સફર તેમ હઝરત રહ.ની ગુજરાતની આગવી સફરમાં સેંકડોની સંખ્યામાં નફસની ઈસ્લાહના તાલિબોએ આપના દસ્તે મુબારક ઉપર બયઅત કરી મુરીદ બન્યા હતા.

આપ રહ.એ પોતાના મુરીદોના ઝિક્ર અઝકાર અને ચાર સિલસિલાના બુઝુર્ગોના શજરાઓ વિગેરેનો રિસાલો 'સલાસિલે તય્યિબહ'નામથી ઉર્દૂમાં છપાએલો, જેનું ગુજરાતી હઝરત રહ.ના ખાસ ચાહક મર્હુમ મોલાના શમ્સુદ્દીન બરોડવી સાહબ રહ. એ કરેલું, તે રિસાલો સદર સાહબની તલબ ઉપર હઝરતે ગુજરાતીમાં છાપવા માટે ઇનાયત કર્યો. જે મજલિસે પ્રસીધ્ધ કર્યો અને મુરીદીનમાં વ્હેંચાઇ ગયો હતો.

હઝરત રહ.એ લગભગ પચાસ વર્ષ દારૂલ ઉલૂમ દેવબંદમાં શયખુલ હદીષ તરીકે તલબાઓને ઇલ્મે હદીષથી સેરાબ કરેલા, અને તા. ૫-૧૨-૧૯૫૭માં વાસિલ બહક થયા. ઇ.લી.વ.ઇ.રા. એમની યાદગીરીમાં સદર મર્હુમે પોતાના અને મારા શફીક ઉસ્તાદ રહ.ની યાદગીરીમાં અલ-ઇસ્લાહનું જાન્યુઆરી ફેબ્રુઆરી ૧૯૫૮નો ખાસ અંક બહાર પાડયો હતો તો એના યોગાનુયોગ સદર સાહબની મજલિસની લગભગ પચાસ વર્ષની સેવાઓ પછી તા.૪-૭-૧૯૯૮ના વિસાલ બાદ ડીસેમ્બર જાન્યુઆરી ૯૮-૯૯નો ખાસ અંક એમની યાદગીરીમાં પ્રસીધ્ધ થઇ રહયો છે, જે માટે કાંઇક લખી મોકલવાની મજલિસ તરફથી મને તક મળતા આ થોડું મર્હુમ માટે લખવાનું હું મારૂ સદ્‌ભાગ્ય સમજુ છું. મજલિસનું બીજુ અધીવેશન નવસારી ખાતે લુનસીકુઇના મેદાનમાં થયું હતું. સને

૧૯૬૦માં જેમાં મુખ્ય મહેમાન તરીકે નદવા લખનઉના રૂહેરવાં હઝરત મોલાના અલીમિયાં સાહબ રહ. તેમ અલ-ફુરકાનના તંત્રી મર્હુમ મોલાના મન્ઝુર અહમદ નોઅમાની પધારી પોતાની ફૈઝવંતી તકરીરોથી અવામને ફૈઝયાબ કર્યા હતા.

## મદ્રસતુલ બનાત

લગભગ ત્રીસ વર્ષ પહેલા ડાભેલ જામિઅહના વાર્ષિક જલ્સામાં પહેલાથી મુફસ્સિરે કુર્આન હઝરત મોલાના અખ્લાક હુસૈન કાસ્મી સાહબ મ.ઝિ. આ બયાન માટે પધાર્યા હતા. તેમણે બયાનમાં વચમાં છોકરીઓની પણ ઉચ્ચ તઅલીમ થાય તે માટે અલગ જામિઅહ સ્થાપવા તરગીબ આપી હતી, એ જલ્સામાં સદર સાહબ પણ મૌજૂદ હતા, એમના દિલને એ વાત અસર કરી ગઇ અને એ સ્થાપવા માટે એમના મનમાં વિચારો ઉદ્ભવવા લાગ્યા કે આનાથી તો કોમની બાળાઓની મોટી સેવા થશે. અને મજલિસ એ કામ કરે તો કોમમાં એનુ નામ વધુ ઉજ્જ્વળ થશે.

ગુજરાતમાં મુસ્લિમ સ્ત્રીઓમાં બેપર્દગીની વબા આમ છે તે કંઇક અંશે તો દૂર થશે અને સાથેજ બાળાઓ દીની ઇલ્મ સીખી માહોલની ઈસ્લાહ માટે મોટો ભાગ ભજવી દીની વાતાવરણ પૈદા કરશે. એ આશયથી એમણે મનમાં પુખ્તા વિચાર કરી મજલિસના અમુક સભ્યોને હમ ખ્યાલ બનાવી આફ્રીકા ખાતે પોતાના વડીલ બંધુ જનાબ હાફિઝ હાજી અબ્દુર્રહમાન મિયાં સાહબ અલ્લાહ તઆલા એમની ઉમર તંદુરસ્તીની નેઅમત સાથે લાંબી કરે, આમીન. જેમનું આફ્રીકા ખાતે પોતાના સર્કલમાં ઘણુંજ માન છે.

તેમની ઉપર એ બાબતે વિસ્તારથી લખ્યું. તેમણે એ શુભકાર્યને વધાવી લઇ લીલી ઝંડી બતાવી. એટલુંજ નહીં પુરો સહકાર આપવા દર્શાવ્યું. અને આફ્રીકાથી બાંધકામ માટે પ્લાન (નકશો) બનાવીને મોકલવા લખ્યું. અહીં સદર સાહબે મુન્તઝિમહની મીટીંગમાં વિસ્તારથી એ બાબતે રજુઆત કરીને મદ્રસતુલ બનાત મજલિસ હેઠળ ચાલુ કરવાનો ઠરાવ મંજુર કરાવ્યો. એ માટે લિલ્લાહ જમીનના પ્લોટો વકફ મળ્યા તેમ થોડાક ખરીદવામાં પણ આવ્યા.

દેખરેખ એના બાંધકામનો પાયો સને ૧૯૭૪માં નાંખવામાં આવ્યો. એ બાંધકામ પુર્ણ કરવા દેશ વિદેશના પ્રવાસો કર્યા. એ બાંધકામમાં બહુજ ચીવટાઇથી ઝિણવટ ભરી રાખી પુરાખંત અને કાળજીથી ૧૦ વર્ષમાં પુર્ણ કરી બાળાઓનો પર્દાનો પુરો લિહાઝ રાખી એઓની દરેક જાતની સગવડો સચવાય એ રિતે દર્સગાહો, દારૂલ ઇકામહ, ઇબાદતખાનુ, મતબખ, બાથરૂમ, સંડાસ, બગીચાઓ ઓફિસ વિગેરેનું બાંધકામ કર્યું છે. જે જોવાથીજ તઅલ્લુક રાખે છે.

એનો નિસાબ બનાવવામાં પણ બહુજ ઝહમતો ઉઠાવી, તજરૂબાકાર આલિમોને મળી નિસાબ બનાવ્યો અને ડીસેમ્બર ૧૯૮૩માં ઇફતિતાહ કર્યો. એના દાખલાના નિયમો બનાવી એનો અમલ ચુસ્ત પણે કરાવતા રહયા. એક આલિમહ મોહતમિમહની નિયુકિત કરી. અને એ બધા સંચાલનો ઉપર કાબુ દેખરેખ રાખવા પોતાનું ઘર છોડી મદ્રસા બનાતમાંજ રહેવા લાગ્યા. જેના કારણે બહુઅગત્યના કામ વગર સફરોમાં જવું બંધ કર્યું. અને લાચારીએ જવુ પડતુ તો રાત્રેતો પાછા હાજર થઇ જતા. જાણે કે મદ્રસહ

બનાતજ એમનું પોતીકું ઘર બની ગયું. તેમ એઓ મદ્રસહનાજ બનીને રહયા.

આખરે તો દરેકે આ ફાની જગત નક્કી કરાયેલ સમયે છોડવાનુંજ છે. એમનો એ સમય આવી પહોંચ્યો, એટલે એજ મદ્રસહમાં પોતાની ઓફિસમાં પલવારમાં પોતાનો કીમતી જીવ અતા કરનારને હવાલે કરી દીધો, એમના જીવનનું આખરી ગુસ્લ પણ એજ મદ્રસહમાં આપવામાં આવ્યું. ઇ.લિ.વ.ઇ. રાજિઉન

ગુસ્લ આપીને કફન પહેરાવીને ત્યાંથી પછી જનાઝો તેમના ઘરે લાવવામાં આવ્યો. એમને અંતીમ વિદાય આપવા ગામે ગામથી મોટી સંખ્યામાં જન સમુદાય ઉમટી પડ્યો. અને આખરી સલામ ભરી જનાઝાની નમાઝ પઢી જે ખાકથી પૈદા થયેલા તે મીટ્ટીને રડતી આંખે હવાલે કર્યા. રહમતે હક ઉનકી લહદ પર બરસા કરે. મર્હુમની ઔલાદ અને પસમાંદગાન તેમ રૂહાની ઔલાદ યાની મદ્રસતુલ બનાતની બાળાઓ ઝુબાને હાલથી કહી રહી છે:

હાલેમા દર હિજરે હઝરત કમતર અઝ યાકૂબ અલ. નેસ્ત
ઉ પીસર ગુમ કરદહ બૂદો મા પિદર કરદહ એમ

મર્હુમને મદ્રસહથી જે લગાવ, નિસ્બત હતી તે જોતા કહી શકાય છે કે આલમે અરવાહમાં તેમની રૂહ આ શેર પઢતી હશે:

ફલા ફુલા રહે યા રબ ચમન મેરી ઉમ્મીદોંકા
જીગરકા ખૂન દે દે કર ઇસકે પૌદે મૈંને સીંચે હૈં

અલ્લાહ તઆલા એ મદ્રસહને હંમેશા કાયમ રાખી બાળાઓને સહીહ ઇલ્મે દીનથી નવાઝી એના ઉપર અમલ કરતા બનાવે, આમીન. મર્હુમ પછી એમની જગ્યાએ મજલિસના ઉપ

પ્રમુખ જનાબ મોલાના ઈસ્માઈલ દીલેર સાહબ વેસ્માવાળા, જેઓ આ લખનારના સગા માસા સસરાબાજી થાય છે, ને હવાલો સોંપવામાં આવ્યો છે. અલ્લાહ એમને હિમ્મત સારી સમજ આપી સફળ સંચાલન કરાવે. આમીન

## વિરલ વ્યકિતનો એવોર્ડ

છેવટે એક ઘટના લખી મારૂ લખાણ પુર્ણ કરૂં છું. મજલિસે ખુદ્દામુદ્દીનની સ્થાપનાથી ૩-૪ વર્ષ પહેલા, સુરત જિલ્લામાં એક સંસ્થાની સ્થાપના થઇ હતી. મજલિસની વેગવંતી, લાભદાયી પ્રવૃત્તીઓથી અવામ પ્રભાવીત થઇને એના તરફ આકર્ષણ વધતુ જોઇને અમુક વ્યકિતઓએ મજલિસને વધતી અટકાવવા તેમ એ નામશેષ થઇ જાય તેવા પ્રયત્નો મૌખીક લેખિક આદર્યા. પરંતુ સદર મર્હુમની કાર્યકુશળતા અને એની મુન્તઝિમહના નિખાલસતાના કારણે તે લોકોના હાથ હેઠા પડ્યા. અને મજલિસ એની પ્રવૃત્તીઓમાં આગળ ધપ્યેજ રહી. તે લોકોને શી ખબર હતી, કે આ બન્ને સંસ્થાઓના કેવા ઘાઢ સંબધો છે. તેમ મદ્રસહ ઈસ્લાહુલ બનાત જેવા મહાન કૌમી ફળદાયી સંસ્થાની પ્રગતી રૂપે તે સંસ્થાએ પોતાના ૫૦માં ગોલ્ડન જયુબિલી વર્ષના મોટા વરાછા ખાતેના અધીવેશનમાં તેમના માનમાં ‘વિરલ વ્યકિત’ તરીકેના એવોર્ડથી સન્માનિત કર્યા. મર્હુમ પોતાની નાદુરૂસ્ત તબિયતના કારણે એ અધીવેશનમાં જઇ શકયા નહીં. તો એ સન્માનિત એવોર્ડ એમના ઘરે પહોંચાડવા માટે એ સંસ્થાના હાલના સેવાભાવી પ્રમુખ જનાબ હાજી અહમદ ચોથીયા સાહબને નિયુકત કર્યા, અને એમણે આ

એવોર્ડ એમના ઘરે પહોંચાડ્યો. સારા કામો વ્યકિતને દીપાવેજ છે, અંતમાં દુઆઇય્યહ વાકય પર લખાણ સમાપ્ત કરૂં છું. ખુદા રહમત કુનત બહોત સી ખુબીયાંથી મરનેવાલે મેં. અને રહમતે હક ઉનકી કબ્ર પર બરસા કરે. મર્હુમના જીવન ચરિત્ર ઉપર સારા લેખો લખવા બેસીએ તો એક દળદાર ગ્રંથ તૈયાર થઇ શકે છે. શેઅર "દામને નિગાહ તંગ વ હુસ્ને ગુલે તૂ બિસ્યાર" બંધ બેસતો આવે છે, જેમાં જરા ફેરફાર કરીને દામને વકત તંગ વ હુસ્ને કારહાએ તુ બિસ્યાર. અર્થ: 'લખવા કાજે વખતની તંગી અનૂભવું છું, આપના સદકાર્યોનો પાલવતો ઘણોજ લાંબો છે.' આટલું લખી વિરમું છું. વસ્સલામ.

લી. દુઆનો મોહતાજ નાકારહ

સુલૈમાન મૂસા હાફેઝજી ગુફિરલહુ વલિ વાલિદયહ વલિ

સાહિબતિહી

તા. ૨૩-રજબ ૧૪૧૯ હિ.

૧૩-૧૧-૯૮ ઇ.

**નોંધ:** લેખક મહમૂદ અરજ કરે છે કે મર્હુમ વાલિદ સાહબ તો આલીપૂર પઢાવવા જઇ ન શકયા; પરંતુ બંદાએ પઢાવવાનું આલીપૂરથીજ શરૂ કર્યું, આલીપૂરમાં પઢાવવાના પહેલા વર્ષમાં દારૂલ ઇફતા અને દૌરએ હદીષથી લઇ અરબી સોમ સુધીની અલગ અલગ કિતાબો પઢાવવાનો મોકો મળ્યો. અલ્હમ્દુલિલ્લાહ!

# શેર- શાયરી

મર્હુમ વાલિદ ાહબને શેર શાયરીની ઘણી સારી સમજ હતી, અરબી, ફારસી, ઉર્દૂ અને ગુજરાતી ભાષાની ઘણી શાયરીઓ મોઢે યાદ હતી, અને વખતો વખત પઢતા રહેતા હતા, ઈશ્કે ઈલાહી, ઈશ્કે નબીથી ભરપૂર શાયરીઓ સાંભળવા અને સંભળાવવાના ઘણા શોખીન હતા, રમઝાનુલ મુબારકમાં તહજ્જુદની દુઆઓમાં ફારસી શાયરીઓ પણ ઘણા સારા અંદાજમાં રડતા રડતા પઢતા હતા, આપની મન પસંદ શાયરીઓની એક આખી નોટબુક છે, જેનો મોટો ભાગ બંદાને આપ્યો હતો, મસ્જિદે અકસાના મર્હુમ મુઅઝ્ઝિન સાહબ 'જનાબ અબ્દુલ અઝીઝ ભાઈ' અને ઈમામ સાહબ 'મોલાના યૂસુફ સાહબ ઈસ્લામપૂરી' અને મારા મોહતરમ સાથી 'મોલ્વી ઈમ્તિયાઝ સાહબ કોલ્હાપૂરી'ની સાથે શાયરીઓની મેહફિલ લાગતી હતી.



# મર્હુમ હઝરત મોલાના સુલૈમાન સાહબ રહ.ની કંઇક યાદો કંઇક વાતો

**અઝ: મુફ્તી ઇબ્રાહીમ સાહબ ગજિયા (દા.બ.)**

મોહતમિમ: જામિઅહ દારૂલ ઇહસાન, બારડોલી અને જામિઅહ ડાભેલના શૂરાના મેમ્બર
ખલીફા: હઝરત મોલાના કમરૂઝઝમાં સાહબ ઇલાહાબાદી દા.બ.

બારડોલી શહેર આસ પડોસના ગામો માટે જયાં ધંધા રોજગાર માટે મરકઝ છે ત્યાંજ મુસ્લિમ વસ્તી માટે ઇલ્મી અને દીની મરકઝ પણ છે. આજ મરકઝ હોવાના કારણે ભૂતકાળમાં ઘણા મુકદ્દસ ઉલમાએ હકની ખિદમતનો મોકો બારડોલીને મળ્યો છે.

તદ્ઉપરાંત બારડોલીનીજ માટીથી એવા સપૂતો પણ પૈદા થયા અથવા અહી આવી વસ્યા જેમણે પોતાનું લોહી સીંચી દીની મશાલને બળતી રાખી, અને જેમના બયાનોએ મુસલમાનોના દિલોને ઇમાનની હકીકતથી વાકિફ રાખ્યા, જેમની દીની ગૈરતે મુસ્લિમ સમાજને રસ્મો રિવાજની કાંટાળી વાડમાં ફંસતા રોકયા, જેમની મકતબમાં બેસી ઇખ્લાસ સાથે અલિફ, બાની તઅલીમે હજારો લોકોને મુરતદ બનતા રોકયા, અને ઘણે ખરે અંશે બની શકે છે કે 'જામિઅહ દારૂલ ઇહસાન, બારડોલી' તેમની ઇચ્છાઓની પુર્ણાહુતી અને તહજ્જુદની દુઆઓનું ફળ હોય.

એજ ઉલમાની જમાઅતમાંથી ''શૈખુલ ઇસ્લામ હઝરત મોલાના સૈયદ હુસૈન અહમદ મદની અલયહિર્રહમહ''ના શાગિર્દ ''હઝરત મોલાના સુલૈમાન સાહબ હાફેઝજી'' પણ છે, તેમજ

હઝરત મોલાના મહમૂદ સાહબ પાંડોર, હઝરત મોલાના દાઉદ સાહબ સારોદી, હઝરત મોલાના ગુલામ સાહબ દેસાઇ -નવ્વરલ્લાહુ મરાકિદહુમ -ના નામો પણ અગ્ર સ્થાને છે.

અહકર પર અલ્લાહ તઆલાના અગણિત ફઝલો ઈહસાન પૈકી એક ફઝલ એ પણ છે કે અલ્લાહ તઆલાએ અહકરના દિલમાં અલ્લાહવાળાઓ અને ઉલમાની મુહબ્બત અને અઝમત અને એમના જીવનથી કંઇ સબક શીખવાનો જઝબો રાખ્યો છે, આજ જઝબાના તુફૈલમાં અહકરને પોતાના ગામના આ બુઝુર્ગોની સેવામાં હાજરી આપવાનો અને એમનાથી ફૈઝ હાસિલ કરવાનો ઘણી વખત મોકો મળ્યો, ટુંકમાં હું મારા ફુવા મર્હુમ ''હઝરત મોલાના સુલૈમાન સાહબ હાફેઝજી'' -અલ્લાહ એમને કબ્રમાં કરવટ કરવટ ચેન સુકૂન નસીબ ફરમાવે- એમના વિશે કંઇક વાતો -જે એમના અખ્લાક અને ખૂબીઓએ મારા દિલમાં જગ્યા બનાવી લીધી છે- આ લેખમાં લખવા માંગુ છું.

હઝરત મોલાના ઉસૂલના પાબંદ માણસ હતા, સાચુ બોલવું, નાનાઓ પર શફકત અને સૌથી વધારે તો પોતાના ઉસ્તાદ અને મુર્શિદ ''શૈખુલ ઈસ્લામ હઝરત મોલાના સૈયદ હુસૈન અહમદ મદની'' કદ્દસલ્લાહુ સિર્રહૂ થી બેહદ અકીદત; બલ્કે પાગલપણાની હદ તક મોહબ્બત આ હઝરતની તે ખૂબીઓ છે જેણે આજ સુધી બંદાના દિલમાં જગ્યા બનાવ્યે રાખી છે અને લાંબો સમય થવા છતા બંદાના દિલથી નિકળવાનુ નામ લેતી નથી. મોલાનાનું નામ સાંભળતાજ દિમાગમાં આપના ઉચા અખ્લાક, ઉંચી હિમ્મત, સાદગી, ઈસ્તિકામત અને ઈખ્લાસ, લિલ્લાહિયતના અનેક

કિસ્સાઓ ફરવા લાગે છે.

આઇને જવાં મર્દાં હક ગોઇ વ બેબાકી
અલ્લાહ કે શેરોં કો આતી નહીં રૂબાહી

શાયરે આ શેઅર ભલે કોઇ માટે પણ કહયો હોય પણ આ શેઅર હઝરત મોલાના પર પૂરો ઉતરતો હતો. સાચુ બોલવું આપની ખાસ સિફત હતી, અને ઉસૂલોની પાબંદીમાં આપ કોઇની શરમ રાખતા ન હતા.

અહકર જયારે મકતબ પઢાવતો હતો તો હઝરતના પોત્રા -અહમદ ભાઇનો છોકરો અઝીઝમ હમ્માદ સલ્લમહૂ- મારી પાસે પઢતો હતો, હઝરત મોલાના કયારેક અઝીઝમના હાથે મોહબ્બતનો હદિયો "ગુલાબનું ફુલ" મોકલતા, આમતો ગુલાબનું ફુલ ફુલોનો રાજા છે અને જયારે તે કોઇ મોટી હસ્તી તરફથી નાનાનું દિલ રાખવા અને મોહબ્બતમાં આપવામાં આવે તો એની સુગંધ બેવડી થઇ જાય છે.

તેમજ કયારેક ઉત્સાહ વર્ધન માટે અઝીઝમના હાથે માસિક "અલ-ફુરકાન"ના ખાસ નોખા લેખો વાંચવા મોકલતા હતા, સાચેજ આજે પણ એકલતામાં તે મોહબ્બતના ફુલો ઘણા યાદ આવે છે જેનાથી મારૂ તન બદન મહેકી ઉઠતુ હતું, નાનાઓ પર શફકત વિશે એક કિસ્સો જે અહકર માટે ઘણી સઆદતમંદીનો કિસ્સો છે અહિંયા લખું છું:

જયારે આ લોખંડી પુરૂષની અમાનત રૂપી જીંદગીની છેલ્લી ઘડીઓ ચાલી રહી હતી અહકરને એમનાથી મળવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયું, ઇન્તિકાલથી એક કલાક પહેલા એમની સેવામાં હાજરી

થઇ તો હઝરત રહ.એ મુકર્રમી ભાઇ ''હઝરત મુફતી મહમૂદ સાહબ'' મદ્દે ઝિલ્લહુલ આલીની હાજરીમાં પોતાનો રૂમાલ શફકતના તૌર પર આપ્યો, ફજઝાહુમુલ્લાહુ અહસનલ જઝા, વ અઅતાહુલ્લાહુ સવાબન જઝીલા.

હઝરત મોલાના રહ.ને પોતાના ઉસ્તાદ અને મુર્શિદ હઝરત મોલાના સૈયદ હુસૈન અહમદ મદની રહ.થી ઘણી અકીદત હતી, કયારેક કહેવા પર અને કયારેક પોતેજ શૈખુલ ઈસ્લામ રહ.ના હાલાત અને કિસ્સાઓ સંભળાવતા. ઘણી વખત શૈખુલ ઈસ્લામ રહ.નો ઝિક્ર કરતા કરતા અકીદતના દરિયામાં ડૂબી જતા અને આપના ગળામાં ડૂમો ભરાઇ જતો અને આપની આંખો આંસૂઓથી છલકાઇ જતી.

## હકીમુલ ઉમ્મત હઝરત થાનવી રહ.થી મુલાકાતનો એક કિસ્સો

એક વખત બંદાના બેતકલ્લુફ પુછવા પર કેઃ હઝરત! આપના દારૂલ ઉલૂમ દેવબંદમાં પઢવાના ઝમાનામાં ''હકીમુલ ઉમ્મત હઝરત મોલાના અશ્રફ અલી સાહબ થાનવી રહ.'' હયાતજ હશે? અને આપને મુલાકાતનો શર્ફ પણ મળ્યો હશે?

તો હઝરતે નિખાલસતાથી જવાબ આપ્યો કેઃ હાં હાં! કેમ નહી? મુલાકાત પણ થઇ અને યાદગાર સફર પણ!

અહકરે સંભળાવ્વાની દરખાસ્ત કરી તો કહયુંઃ નહી અત્યારે નહી, એ કિસ્સો સાંભળવા તો તમારે મારા ઘરે આવવું પડશે.

બીજી વખત એ કિસ્સો સાંભળવા માટે હું આપની સેવામાં

હાજર થયો તો આખો કિસ્સો વિસ્તારથી સંભળાવ્યોઃ કહેવા લાગ્યા કેઃ

દેવબંદ પઢવાના ઝમાનામાં એક વખત હઝરત હકીમુલ ઉમ્મત રહ.ની ઝિયારતની નિય્યતથી બસ સ્ટોપ પર આવ્યો તો ખબર પડી કે બસ નિકળી ગઇ છે, હવે ચાલતોજ થાનાભવનના રસ્તા પર નિકળી પડયો, ઝોહરથી થોડી વાર પહેલા થાનાભવન પહોંચ્યો, હઝરત વિશે જાણકારી મેળવી તો ખબર પડી કે હમણા ઝોહરની નમાઝ માટે તશરીફ લાવશે, હું જલ્દી વુઝૂ વિગેરેથી ફારિગ થઇ હઝરતેવાલાના આવવાની રાહ જોવા લાગ્યો, હઝરત પોતાના સમયે આવ્યા, મેં આગળ વધી સલામ અને મુસાફહો કર્યો અને ગળે લાગ્યો, અને પુરૂ હાલ અને પોતાના આવવાનું કારણ સાફ સાફ લફઝોમાં બતાવ્યું, હઝરત ઘણા ખુશ થયા અને નમાઝ પછી ઉમૂમી મજલિસમાં હાજરીનો મોકો મળ્યો.

હઝરત હકીમુલ ઉમ્મત રહ.થી મુલાકાત મોલાના માટે અને મોલાના મર્હુમના વાસ્તાથી હમો બારડોલીના રહેવાસીઓ માટે ઘણી સઆદતની વાત છે.

ખરેખર આજે મોલાના આપણી વચ્ચે હાજર નથી, પરંતુ મોલાનાની જીંદગીના ઘણા અંશો આપણી સામે નમૂના રૂપે મૌજૂદ છે, હવે આપણને જોઇએ કે આપણે અલ્લાહ તઆલાથી તે ખૂબીઓને માંગીએ અને તે ખૂબીઓ આપણા અંદર પૈદા કરવાની કોશિશ કરીએ.



# મારા વાલિદ સાહબની સિફતો અને આદતો

**અઝ કલમઃ મોટા ભાઇ અલ્હાજ અહમદ હાફેઝજી**

## રમઝાન પોતાના શૈખની સાથે

પોતાના ઉસ્તાદ અને શૈખ હઝરત મદની રહ.ની સાથે આપે ઘણા સફર કર્યા, પરંતુ કેટલા રમઝાન સાથે વિતાવ્યા તેની માહિતી મળી શકી નથી, અલ્બત્તા શૈખુલ ઈસ્લામ રહ.એ જયારે 'ટાંડા' (ઉત્ત પ્રદેશ)માં રમઝાન વિતાવ્યો હતો તો તે રમઝાન હઝરત સાથે વિતાવ્વાનો શર્ફ મળ્યો હતો, આ મારી જાણમાં છે.

## બારડોલીમાં કયામ

મારી જાણમાં છે કે હઝરત શૈખુલ ઈસ્લામ રહ. જયારે બારડોલી તશરીફ લાવ્યા હતા ત્યારે મર્હુમ હાજી ઈસ્માઇલ હાફેઝજી -જેમને મોટા બાજીથી યાદ કરવામાં આવે છે- તેમને ત્યાં હઝરતનો કયામ રહયો, હઝરત ઘણી વખત બારડોલી આવ્યા, અલ્બત્તા હઝરતના કયામની વિગતો મળી શકી નથી.

## હઝરત શૈખુલ ઇસ્લામ રહ.ની બારડોલીમાં ખુલ્લી કરામત અને રૂહાની તસર્ઈફનો એક કિસ્સો

હમારે ત્યાં બારડોલીમાં એક મુસલમાનને વર્ષોથી શરાબની આદત હતી, હઝરત શૈખુલ ઈસ્લામ રહ. જયારે બારડોલી તશરીફ લાવ્યા તો હઝરત રહ.ની નજર કીમીયા અસરથી તેની શરાબની

આદત હંમેશ માટે છુટી ગઇ, ગામમાં તેમનું મોટુ નામ હતું, પછી આખી જીંદગી તેમણે હરામ વસ્તુને હાથ નથી લગાવ્યો, અને આખી જીંદગી ઉલમાની ખિદમત કરનારા બની ગયા.

## લેખ લખવું

મર્હુમ વાલિદ સાહબ 'મજલિસે ખુદ્દામુદ્દીન' સિમ્લકના ઝમાનામાં મજલિસ તરફથી પ્રકાશિત થનાર માસિક ''અલ-ઈસ્લાહ''માં ગુજરાતીમાં લેખ પણ લખતા હતા.

## જંગલ પ્રદેશમાં મકતબો ખોલવું

આહવા, ડાંગ (Ahva, Dang)ના જંગલ પ્રદેશમાં 'નાંદનપેડા' નામે એક ગામ છે, ત્યાં મુસલમાનોની ઘણી વસ્તી છે, ત્યાં મકતબનો કોઇ ખાસ નિઝામ ન હતો, હઝરત મોલાના અબ્દુલ હક મિયાં સાહબ મર્હુમની સાથે -જયારે ત્યાં મકતબનો સિલસિલો શરૂ થયો તો- મર્હુમ વાલિદ સાહબનું ઘણી વાર ત્યાં આવવા જવાનું થયું, તો આહવાથી નાંદનપેડા ચાલીને જતા હતા, અને ત્યાંના ગરીબ મુસલમાનો માટે ડાભેલ, સિમ્લકથી જૂના પહેરેલા કપડાઓનો ચંદો પણ કરતા હતા, અને ત્યાં જઇ મુસલમાનોમાં વહેંચતા હતા.

નોંધઃ આ જીવન ચરિત્ર લખનાર મહમૂદ અરજ કરે છે કેઃ પછી 'નાદનપેડા'માં નૂરાની મકાતિબના મુબારક સિલસિલા વડે એક મદ્રસો ખાવા પીવા અને રહેવા સાથેની સગવડવાળો ખોલવાનું સદ્ ભાગ્ય પ્રાપ્ત થયું, જેના લીધે મોહતરમ દોસ્ત મોલાના શૌકત

સાહબ મનિયાર ખામ્ભીયાવાળા અને મોલાના સાદિક સાહબ માણેકપૂરીની સાથે ઘણી વાર જંગલોમાં હાજરી આપવાનો મોકો મળ્યો, અને મોલાના શોકત સાહબ અને મોલાના સાદિક સાહબની બરકતથી સારી સારી ગાડિયોમાં સફર થવા લાગ્યા, તો કયારેક વાલિદ સાહબને હું કહેતો કેઃ હું નાદનપેડા જઇ રહયો છું અને સાંજે પાછો આવી જઇશ. તો મર્હુમ કહેતા કેઃ હમે લોકોતો ઘણા દિવસો ત્યાં રોકાતા હતા, કેમકે એ ઝમાનામાં આવવા જવા માટે સાધનો ન હતા, અને રસ્તામાં જંગલી જાનવરોનો ખતરો હતો, આજના ઝમાનામાં આપણા માટે અલ્લાહના ફઝલથી ઘણી સગવડો છે, અલ્હમ્દુલિલ્લાહ!

## કુર્આને પાકથી મોહબ્બત

'મજલિસે ખુદ્દામુદ્દીન'ના ઝમાનામાં જયારે આપ ડાભેલમાં ઉંચા મહોલ્લામાં રહેતા હતા, ત્યારે એક બાજૂ હઝરત મોલાના અહમદ હસન દાહોદી રહ. રહેતા હતા, જેમનુ જીવન ચરિત્ર મોલાના ઐયૂબ સાહબ સુરતીએ લખ્યુ છે, અને બીજી બાજૂ જનાબ હસન ભાઇ ફેન્સીના મર્હુમ વાલિદ સાહબ મહમૂદ ભાઇ રહેતા હતા, એ ઝમાનામાં જામિઅહ ડાભેલમાં કારી રમઝાન સાહબ મેવાતી પઢાવતા હતા, કયારેક જુમેરાતના કારી રમઝાન સાહબ અને બીજાઓને ઘરે ખાવાની દાવત આપતા, અને કિરઅતની મજલિસ લાગતી, આ મર્હુમની કુર્આન મજીદથી મુહબ્બતની દલીલ છે, તેમજ મોલ્વી ઇમ્તિયાઝ કોલ્હાપૂરી આવેલ હોય તો તેમનાથી જરૂર નઝમ સંભળાવવાની દરખાસ્ત કરતા.

## લિલ્લાહ નમાઝની ઇમામત

ડાભેલ, સિમ્લકના ઝમાનામાં અને બારડોલી પરત આવ્યા પછી બારડોલીની મસ્જિદોમાં ઇમામત અને બયાનનો સિલસિલો પણ ઘણો રહયો, ઘણી મસ્જિદોના ઇમામોએ કયાંક જવું હોય તો મર્હુમ ખાલિસ લિલ્લાહ ઇમામત કરાવી દેતા હતા, તબ્લીગી કામોમાં પણ ખૂબ મદદ કરતા હતા.

## તાવીજ વડે ખિદમત

ડાભેલ, સિમ્લકના ઝમાનામાં અને બારડોલી આવ્યા પછી તાવીજ વડે અવામની લિલ્લાહ ખિદમત કરતા રહયા, મુસ્લિમ, ગૈર મુસ્લિમ મોટી સંખ્યામાં, બાળકો, વડીલો અને ઔરતો બધા આવતા હતા, એમને તાવીજ સાથે ઘરગથ્થુ ઇલાજ પણ બતાવતા હતા.

## તાવીજ બનાવવાની ઇજાઝત

હઝરત શૈખુલ ઇસ્લામ રહ. તરફથી આપને બાકાયદા તાવીજ વિગેરેની ઇજાઝત હતી, એક વખત એક બંગાલી આલિમ -જે દારૂલ ઉલૂમ આણંદના ઉસ્તાદ હતા, જે બારડોલી આવતા જતા રહેતા હતા, તેમને -જયારે ખબર પડી કે આપને હઝરત મદની રહ. તરફથી ઇજાઝત છે તો ઘરે તશરીફ લાવ્યા અને વાલિદ મર્હુમ સાહબથી તાવીજની ઇજાઝત માંગી, તો મર્હુમ વાલિદ સાહબે તેમને એ શર્તે ઇજાઝત આપી કે હઝરત મદની રહ.ની નોટબુકમાંથી જે ઇલાજ કરવામાં આવે તેના પર કોઇ ફીસ લેવી નહીં.

## હઝરત મદની રહ.નો હદિયો

એક વખત હઝરત મદની રહ. જામિઅહ ડાભેલ તશરીફ લાવ્યા, અકાબિર હઝરાતનો જે યાદગાર બંગ્લો છે ત્યાં દઅવત હતી (જેના એક ભાગમાં અત્યારે મહમૂદ રહે છે.) મર્હુમ વાલિદ સાહબે ભાઇ અહમદને હઝરત મદની રહ.ના બાજુમાં બેસાડયો, હઝરતે પોતાના મુબારક હાથોથી ભાઇ અહમદના મોં માં કોડયો મુકયો, અને ભાઇ અહમદ અને બહેન મર્હુમા મરયમને હઝરતે પાંચ પાંચ રૂપિયાની નોટ હદિયામાં આપી, જે અલ્હમ્દુલિલ્લાહ હિફાઝતથી રાખેલ છે. જયારે આખુ ઘર બળી ગયુ હતું તે વખતે પણ એ નોટ અલ્હમ્દુલિલ્લાહ! બચી ગઇ હતી, બહેન મરયમ પાસે જે નોટ હતી તે વિશે બનેવી હઝરત મોલાના અબ્દુસ્સમદ સાહબે કહયું કે તે એમના ઈન્તિકાલ પછી ભાણેજ શાહિદ પાસે છે અને ભાઇ અહમદવાળી નોટ બારડોલીમાંજ છે, અને એક રૂપિયાનો સિક્કો મહમૂદ પાસે છે.

## હઝરત મદની રહ.ની વધુ એક કરામતઃ મીઠાઇમાં બરકતનો અનોખો કિસ્સો

સિમ્લકના ઝમાનામાં હઝરત મદની રહ.એ મીઠાઇનુ એક બોકસ આપ્યુ હતુ, વાલિદ સાહબે એ બોકસ ઘરમાં છત સાથે ટાંગી દીધુ હતુ અને કહી દીધુ હતું કેઃ બોકસમાં જોયા વગર બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ પઢી મીઠાઇ કાઢતા રહેવું, તે મીઠાઇ ઘણા દિવસો સુધી બરાબર ઘરના દરેક સભ્યો ખાતા રહયા, અને ઘણા દિવસો ચાલી, હઝરત રહ.ની આ ખુલ્લી કરામત હતી.

## હઝરત મદની રહ.ના ત્યાંથી આવેલ શેરડીની ખીર

દેવબંદથી ઘણી વખત હઝરત મદની રહ. તરફથી બહુ બધી શેરડીની ખીર આવતી હતી, અને જે જે માણસોને આપવાની છે તેમના નામ એક ચીઠ્ઠી પર લખી મોકલતા હતા, ખીરને તે નામો મુજબ વહેંચવાની ઝિમ્મેદારી વાલિદ સાહબના શીરે હતી.

## હઝરત મદની રહ.ના ઘરવાળાઓ સાથે તઅલ્લુક

મર્હુમને મીઠી વસ્તુ ખાવાનો એટલો શોખ હતો કે હઝરત શૈખુલ ઈસ્લામ રહ.ની અહલિયા મર્હુમા આપને સુલૈમાન મીઠાઇના નામથીજ ઓળખતા હતા.

હઝરત શૈખુલ ઈસ્લામ મદની રહ.ની અહલિયા માટે એમની હયાતી સુધી બરાબર તોહફાઓ અને હદિયાઓ મોકલતા રહયા, અને કેમકે હઝરત મદની રહ.ના ઘરમાં આપને સુલૈમાન મીઠાઇના નામથી ઓળખતા હતા એટલે એ રીતેજ લખીને મોકલતા કે ''સુલૈમાન મીઠાઇ બારડોલી'' તરફથી હદિયો.

## પોતાના બીજા ઉસ્તાદોના ઘરવાળાઓ સાથે તઅલ્લુક

દારૂલ ઉલૂમ દેવબંદના આપના ઉસ્તાદોમાંથી અથવા ઉસ્તાદની અવલાદમાંથી કોઇનું પણ સુરત અથવા ભરૂચ અથવા આસ પાસ આવવાનું થતું તો આપ જરૂર મુલાકાતની નિય્યતથી તેમની પાસે જતા હતા અને એમની સાથે વખત પણ લગાવતા

હતા અને એમના માટે હદિયો પણ બરાબર મોકલતા રહેતા.

## બારડોલીનો હાફેઝજી મહોલ્લો

અત્યારે જયાં બાપ દાદાનો મહોલ્લો છે તે પહેલા કાઝી ખાનદાનના લોકોનો મહોલ્લો હતો, પછી કાઝી ખાનદાન ત્યાંથી બીજે ચાલ્યો ગયો તો એનું નામ ''સાલેહ મહોલ્લો'' પડયું, કેમકે મારા પરદાદા સાલેહ હાફેઝજી મર્હુમ એમના પાંચ છોકરા સાથે ત્યાં રહેતા હતા, પછી એનું નામ ''હાફેઝજી મહોલ્લો'' પડી ગયું. કારણકે શરૂ ઝમાનામાં પણ ખાનદાનમાં હાફિઝો બીજા કુટુંબો કરતા વધારે હતા.

## કાઝી અને ઘાંચી કબ્રસ્તાન

બારડોલીમાં કાઝી ખાનદાનના લોકોની ઘણી વસ્તી હોવાથી એમનું કબ્રસ્તાન બિલ્કુલ અલગ હતું, જે આજે આશ્યાના નગરની બાજૂમાં છે, અને બારડોલી શહેરના પુર્વ ભાગમાં ઘાંચી, વહોરા લોકોની ઘણી વસ્તી છે, એટલે એમનું કબ્રસ્તાન પણ અલગ છે, જે મશહૂર છે.

## બલેશ્વર આબોવત ટ્રસ્ટ

મર્હુમ વાલિદ સાહબનો જયારે દારૂલ ઉલૂમ દેવબંદ પઢવા જવાનો ઈરાદો થયો તો ખર્ચા માટે બલેશ્વર આબોવત ટ્રસ્ટ તરફથી એક ખાસ વઝીફો ચાલુ કરવામાં આવ્યો, જેનાથી આપના પઢવાના ઝમાનામાં આપને ઘણી મદદ મળી.

## સ્કુલનું શિક્ષણ

અત્યારે જયાં મદ્રસા માર્કેટ છે ત્યાં ગામનો જુનો મકતબ હતો અને એમાંજ ઉર્દૂ સ્કુલ પણ ચાલતી હતી, ત્યાંજ મર્હુમે પાંચ કે છ કલાસ સુધી શિક્ષણ મેળવ્યું, મદ્રસાની છુટ્ટીના દિવસોમાં પણ ઘરે આવી ખેતી વિગેરેનું કામ કરતા હતા.

## કપડામાં પોતાના શૈખનો તરીકો

પોતાના શૈખની પેરવીમાં હંમેશા મકામી બનેલા રૂ વણાટના કપડાજ પસંદ કરતા હતા, તે વખતે ડાભેલમાં "સૂજ ખાનદાન"ના લોકો હાથથી કાપડ વણવાનું કામ કરતા હતા, તેજ કપડુ ખરીદી પહેરતા હતા.

## બારડોલી મસ્જિદે અકસા

હમારે ત્યાં મસ્જિદે અકસાનો સંગે બુન્યાદ ૧૮-શાબાન ૧૪૦૦ હિ. અનુસાર એક જુલાઇ ૧૯૮૦ ઇ.માં નાંખ્વામાં આવ્યો અને ૧૫ શાબાન ૧૪૦૩ હિજરી અનુસાર ૨૮ મે ૧૯૮૩ ઇ.થી મસ્જિદે અકસામાં નમાઝ ચાલુ થઇ, એમ તો ચાલુ બાંધકામના સમયમાંજ નમાઝ અને તરાવીહનો સિલસિલો ચાલુ થઇ ગયો હતો.

૧૯૮૨ ઇ.ના રમઝાનમાં મસ્જિદમાં સંડાસનો સગવડ ન હોવા છતા મર્હુમ વાલિદ સાહબે ત્યાં એઅતેકાફ કર્યો, અને હાજત માટે ઘરે આવતા હતા, તે વખતે મસ્જિદમાં પંખો પણ ન હતો.

નોંધઃ મસ્જિદે અકસાનું બાંધકામ શરૂ થવા પહેલા આંબાના ઝાડ નીચે ''હઝરત મોલાના મસીહુલ્લાહ સાહબ જલાલાબાદી રહ.''એ દુઆ કરાવી હતી, પછી સંગે બુન્યાદ ''હઝરત મોલાના શાહ અબ્દુર્રહીમ સાહબ મુજદ્દીદી જયપૂરી રહ.''એ કર્યો હતો, અને બાંધકામ ચાલુ હોવાના ઝમાનામાં મારા હઝરત ''ફકીહુલ ઉમ્મત હઝરત મુફતી મહમૂદ હસન સાહબ ગંગોહી રહ.''એ દુઆ કરાવી હતી. (સંપાદક તરફથી)

## મસ્જિદના બાંધકામની શરૂઆત

મસ્જિદે અકસાના બાંધકામની શરૂઆત બારડોલીના લોકલ ચંદાથી થઈ, ખાસ કરી ''વહોરા જમાત''ના લોકોએ વધી ચઢીને ચંદો આપ્યો, પછી મર્હુમ વાલિદ સાહબ ચંદા માટે બ્રીટન ગયા, અને છ મહીના રોકાણ કરી ત્યાં ચંદો કર્યો, પછી ઈન્ડીયા આવી મસ્જિદના મારબલની ખરીદી માટે મકરાના, રાજસ્થાનનો સફર કર્યો.

## બારડોલી આદર્શ કોલોની

હમારી આદર્શ કોલોનીનો સંગે બુન્યાદ ૧૯૭૫માં ફિદાએ કોમો મિલ્લત ''હઝરત મોલાના સૈયદ અસ્અદ મદની રહ.''ના હાથે નાંખવામાં આવ્યો, ૧૯૭૮થી લોકો ત્યાં રહેવા લાગ્યા હતા.

## અસલ અરબી ખાનદાન

કુટુંબમાં આ વાત મશ્હૂર હતી કે મુગલ હુકૂમતના સમયમાં

અરબની કોઈ જગ્યાએથી આલિમો અને હાફિઝોની એક મોટી જમાત સમુદ્રી વહાણ વડે બાબુલ મક્કા સુરત આવી હતી, અને દીનની ખિદમતની નિસ્બત પર અહિંયાના અમુક શહેરોમાં ફેલાઈ ગઈ, તેમનાથી આ દેશમાં હાફેઝજી ખાનદાનની શરૂઆત થઈ. સુરત, સામરોદ, કછોલી, આસ્ના, વાંકાનેર, મટવાડ, બોધાન અને બારડોલી વિગેરે જગ્યાઓ પર આ ખાનદાનના લોકો મળી આવે છે.

## નાના મર્હુમ

આ લખનારના નાના હાજી મૂસાજી ગજિયા, બારડોલી, જુમ્મા મસ્જિદના વર્ષો સુધી મુતવલ્લી રહયા, અને જુની જુમ્મા મસ્જિદ જે લાકડાની બનેલી હતી તે મર્હુમ નાના જાનની દેખરેખ હેઠળજ બની હતી.

## મર્હુમ દાદા આઝાદીની લડાઇમાં

દાદા જાનને આઝાદીની લડાઈમાં ભાગ લેવા બદલ આઝાદીના પચ્ચીસ વર્ષીય ઉજવણીના મોકા પર એક ચાંદીનો મેડલ મળ્યો હતો, જે એમણે હમારા ભાઈ અહમદને હદિયામાં આપી દીધો હતો, જે ઘરમાં આગ લાગવાના સમયે ઓગળી ગયો હતો, મર્હુમ દાદા જાન કુર્આન પણ ઘણુ સારૂ પઢતા હતા, કયારેક કોઈ ઈમામ ન હોય તો મર્હુમ ફજર અને મગરિબમાં ઈમામત પણ કરાવી દેતા હતા.

## મકતબની તઅલીમ

મકતબના ઉસ્તાદો સાથે તઅલીમ બાબત ઘણું સખત વલણ અપનાવતા, પરંતુ વહેવાર દરેક મુદર્રિસ સાથે ઘણો સારો અને નરમ રાખતા હતા, તઅલીમ વિશે કાયદાઓની પાબંદી અને સિહહત, અને સહીહ તરીકાથી સહીહ મેહનત થાય તેની ખાસ તકેદારી રાખતા હતા. ઘરના મકતબમાં લાંબી છુટ્ટી રાખતા ન હતા, નમાઝ, વુઝૂ, ગુસ્લ, જનાઝા કફન વિગેરેમાં પ્રેકટીકલી કરાવવાની આપને ઘણો સારો અનુભવ હતો.

## ઇલાજ

જયારે બીમાર પડતા તો પ્રથમ ઘરગથ્થુ દેશી ઈલાજ કરતા, મજબૂરીમાં ડોકટર પાસે જતા હતા.

## નિકાહની તારીખ

મર્હુમના નિકાહ તારીખ ૧૬/ શવ્વાલુલ મુકર્રમ ૧૩૬૭ હિજરી અનુસાર ૨૨/ ઓગષ્ટ ૧૯૪૮ ઈસ્વી રવીવારના દિવસે ઈશા પછી થયા હતા, આપના નિકાહ આપના દોસ્ત મર્હુમ મોલાના ઈબ્રાહીમ રાવત નસીલપૂરીએ પઢાવ્યા હતા, અને મહેર એ ઝમાનાના હિસાબે એક સો સાડા સત્તાવીસ રૂપિયા રાખી હતી.

## પેપરમાં આપના વિશે માનવાચક શબ્દો

એક પ્રસંગે સુરતથી નિકળતુ ગુજરાતી પેપર "ગુજરાત

મિત્ર''માં આપ વિશે આ રીતે માનવાચક શબ્દોનો ઉપયોગ થયો હતો ''બારડોલીના ઈમાનદાર, અમાનતદાર, આલિમ, મોલાના સુલૈમાન સાહબ હાફેઝજી''.

## શાયરીનો શોખ

શાયરીઓ અને નઝમોનો આપને ઘણો શોખ હતો, ઈશ્કે ઈલાહી અને ઈશ્કે રસૂલ વિશેની શાયરી સાંભળવા અને સંભળાવવાનો આપને ઘણો શોખ હતો, આપે સંગ્રહ કરેલા શેઅરની એક આખી નોટબુક છે. રમઝાનમાં તહજ્જુદની દુઆઓમાં ઘણા પ્યારા અંદાજમાં દુઆઈયહ શાયરીઓ પઢતા હતા, ફારસી, ઉર્દૂ, અરબી, ગુજરાતીની ઘણી શાયરીઓ આપને મોઢે યાદ હતી.

## નમાઝમાં સુન્નત કિરાઅતની પાબંદી

નમાઝમાં સુન્નત કિરાઅતનો ઘણો એહતેમામ કરતા હતા, મસ્જિદે અકસા, બારડોલીમાં પ્રથમ વાર મારા ભાઈ મુફતી મહમૂદે જુમ્આના દિવસે ફજરની નમાઝમાં સૂરએ સજદહ અને સૂરએ દહર પઢી હતી તો ઘણા ખુશ થયા હતા, પછી આ રીતેજ સુન્નત કિરાઅતની પાબંદી પર વારંવાર શોખ અપાવતા હતા.

## લડાઈ ઝગડા ખત્મ કરવાની અનોખી સલાહિય્યત

મુસલમાનોના આપસી ઝગડાઓ પતાવવાની ઘણી સારી સમજ હતી, જેની બરકતથી ઘણા બધા ઘરો ટુટતા બચી ગયા,

વારસા વહેંચણીના અટપટા મામલાઓ પણ ઘણી સમજદારીથી નિમટાવી દેતા હતા.

## ફુઝૂલખર્ચીથી બચવાનો એહતેમામ

ફુઝૂલખર્ચી વિશે ઘણા સખત હતા, પાણી, લાઇટ, ગેસ, ચુલ્હાની લાકડીઓમાં ફુઝૂલખર્ચી ન થાય તેના પર સવિશેષ ધ્યાન રાખતા હતા.

## ઘરમાં દાખલ થતી વખતે

જયારે ઘરમાં આવતા તો બહારથીજ જોરથી ખાંસી કરતા -આ શરીઅતની તઅલીમ છે- પછી મોટા અવાજે સલામ કરી ઘરમાં પ્રવેશ કરતા, અને બધાને સલામની ઘણી તાકીદ કરતા હતા.

## સમાચાર સાંભળવાનો અને વાંચવાનો એહતેમામ

વર્ષો સુધી બરાબર સાંજના ખાવાના ટાઇમે બીબીસી લંડન પરથી આવતા સમાચારો સાંભળવાની પાબંદી હતી. અને સવારના મદ્રસાથી આવીને પેપરમાં આવેલ દેશ વિદેશના સમાચારો વાંચતા.

## ઝકાતની અદાયગીનો એહતેમામ

ઝકાત, સદકાના રૂપિયા વહેંચવામાં સગાવાળાઓ અને ખાસ ખાસ દીની સંસ્થાઓને યાદ રાખીને આપતા હતા.

## હાથ નીચે કામ કરનારાઓનો ખ્યાલ

ઘરના અને ખેતરમાં કામ કરનારા મજૂરોનો ખાસ ખ્યાલ રાખતા હતા.

## ગૈર મુસ્લિમોથી સંબંધ

ખેતી અને ઈંટો બનાવવાના કામ-કાજના કારણે અને ભાડુ ઉઘરાવવાના લીધે ઘણા બધા ગૈર મુસ્લિમોથી સંબંધ હતો, ગૈર મુસ્લિમો પણ આપના ઈસ્લામી અખ્લાકથી ઘણો સારો અસર લેતા હતા, અને હંમેશા આપના વખાણ કરતા હતા.

## પરચુરણ

અત્યારે જયાં ''કુબા પાર્ક''ની વસ્તી છે, ત્યાં એક મોટુ ખાનદાની ખેતર હતુ, ત્યાં દીપડાઓ પણ હતા; તો પણ જરાક પણ ગભરાયા વગર ખેતરમાં કામે જતા હતા, દાદા મર્હુમે બંદૂકથી ઘણા દીપડાઓનો શિકાર પણ કર્યો છે.

વર્ષો સુધી આપ બારડોલીની ''દૂધ મંડળી''ના કારોભારી સભ્ય રહયા. દરેક ચૂંટણીમાં ફજર પછી તરત વોટ નાંખવા જવાનો મામૂલ હતો.

આખી જીંદગી બુરાઈથી રોકવાનો ખાસ એહતેમામ રહયો, ખાસ કરી ટખ્નાઓથી નીચે ઈજાર કે લુંગી પહેરવા પર અને દાઢી ન રાખવા કે શરઈ મિકદારથી ઓછી રાખવા પર બેધડક ટોકી દેતા હતા, બીડી સિગ્રેટની વાસથી આપને ઘણી નફરત હતી, તેના પર પણ તરત ટોકી દેતા હતા.

વર્ષો સુધી રમઝાનના છેલ્લા દસ દિવસનો એઅતેકાફનો મામૂલ રહયો.

મર્હુમની યાદ શકિત અને સમજદારી દાદને લાયક હતી.

ઈસ્લામી મહિનાના શરૂમાં ચાંદ જોવાનો ખાસ એહતેમામ કરતા હતા.

હજ અને ઉમરહ માટે જનારાઓથી મુલાકાત માટે જરૂરથી જતા, નિકાહ અને જનાઝામાં પાબંદીથી શરીક થતા.

ઉર્દૂ, ગુજરાતી મેગેઝીન અને કિતાબોનો ઘણી બારીકીથી વાંચન કરતા, અને લેખક કે રજૂકરનારથી કોઈ ભૂલ થઈ હોય તો સાઈડમાં લખતા અને બીજા ઉલમાથી ચર્ચા કરી તે લેખકને પત્ર લખાવતા.

જામિઅહ ડાભેલની શૂરામાં ફિદાએ મિલ્લત "હઝરત મોલાના સૈયદ અસ્અદ મદની રહ."ને કોઈ વાત કહેવી હોય તો કોઈની હિમ્મત થતી ન હતી, મર્હુમ વાલિદ સાહબ વડેજ "હઝરત મોલાના સૈયદ અસ્અદ મદની રહ."ને કોઈ વાત કહેવડાવવામાં આવતી હતી.

ઘરના કામોમાં પણ ઘણી મદદ કરતા હતા, વાસણો ખાવા પછી બરાબર ચાટી લઈ સાફ કરતા, કપડા અને ચંપલ થીગડુ મારીને પણ વાપરતા હતા.



# જાન્યુઆરી ૨૦૧૦ના માસિક અલ-ઇસ્લાહમાં આપેલ વાલિદ સાહબના ઇન્તિકાલની ખબર

❁ كُلُّ نَفْسٍ ذَائِقَةُ الْمَوْت ❁

આ ફાની દુનિયાની સફર કરનાર તેના મુકર્રર સમયે તેને સલામ કહી લા-મહદૂદ દારે-બકા તરફ સ્વજનો, મુતઅલ્લિકીનોને ગમોના સમંદરમાં ગરકાવ કરી સિધાવી જવાનો અટલ ખુદાઇ કાનૂન છે. અલ્લાહના તે નેક બંદાઓ જેમણે પોતાના નેક આ'માલો ઝરીએ અવામુન્નાસના દિલોમાં તે સ્થાન ગ્રહણ કર્યું હોય છે કે જેના કારણે લાંબી મુદ્દત સુધી તેમની યાદો તાજી રહે છે, જેમના માટે કુર્આનો હદીષમાં બશારતો મન્કૂલ છે.

તા. ૨૩ આકટોબરના પોતાના મઅબૂદે હકીકીની મુલાકાત માટે સદા તત્પર એવા હમારા વાલિદે બુઝુર્ગવાર મોલાના સુલૈમાન મૂસા હાફેઝજી રહ. એ અજલના તેડાને લબ્બૈક કહી. (ઇ.વ.રા.) મર્હુમ પોતાના મખ્સૂસ અંદાઝથી દીની, દુન્યવી, તાલીમો તરબિયત, સામાજિક-સહકારી ક્ષેત્ર યતીમ, મિસ્કીન, બેવા, ગુરબા પરવરી, મસાજિદના તઅમીરી કામ વિગેરેમાં આખરી દમ સુધી ખામોશ મિસાલી ખિદમત અંજામ આપતા આપતા હમોને ગમોના દરિયામાં ગોતા લગાવતા મુકી ગયા.

વાલિદે મોહતરમના ઇન્તિકાલે પુરમલાલના મોકા ઉપર સમગ્ર ગુજરાતમાંથી ઉલમાએ કિરામો, મુતઅલ્લિકીન હઝરાતોના વિશાળ સમૂહે મર્હુમના જનાઝામાં શિર્કત ફરમાવી અને વતનના ખૂણે ખૂણેથી તેમજ વિશ્વમાંથી મુતઅલ્લિકીનો અને ઇદારાઓ,

ટ્રસ્ટો તરફથી રૂબરૂ, ટપાલ અને ટેલીફોન દ્વારા હમારા ગમમાં શરીક થવાનો સિલસિલો અવિરત ચાલુ રહયો, એ તમામ હઝરાતોનો દિલી શુક્રિયહ અદા ફરમાવી બારગાહે રબ્બે કરીમીમાં દુઆગો થઇએ છીએ કે મર્હુમના દરજાતોને બુલંદો બાલા ફરમાવી જન્નતુલ ફિરદૌસમાં આલા મકામ અતા ફરમાવે, અને હમોને મર્હુમના નકશે કદમ ઉપર ચાલવાની નેક તૌફીક અતા ફરમાવે, આમીન સુમ્મા આમીન.

હઝારો સાલ નરગીસ અપની બેનૂરી પે રોતી હય
બડી મુશ્કિલ સે હોતા હય ચમનમેં દીદહવર પૈદા

**:: લી. હમો છીએ દુઆના તલબગાર ::**

અહમદ સુલૈમાન હાફેઝજી (બારડોલી)
મોલાના મુહમ્મદ સુલૈમાન હાફેઝજી (લીસ્ટર)
મુફ્તી મહમૂદ સુલૈમાન હાફેઝજી (ડાભેલ)
મરિયમબીબી સુલૈમાન હાફેઝજી (લંડન)
ખદીજાગોરી મુહમ્મદ કયાત (બ્રાડફોર્ડ)
કારી અબ્દુલ્લાહ અહમદ હાફેઝજી (પનામા)
મોલ્વી ઉબૈદુલ્લાહ અહમદ હાફેઝજી (દેવબંદ)

## ૧ ઝિલહજ ૧૪૩૦ના
## ઉમ્મીદ સાપ્તાહિકમાં પ્રગટ થયેલ ખબર

### ❁ બારડોલી કુબાપાર્કના એક બયાનમાં હઝરત મર્હુમ માટે મગરિફ્રતની દુઆ ❁

હઝરત કારી અબ્દુર્રશીદ સાહબે તાજેતરમાં હકગો આલિમે બાઅમલ હઝરત મોલાના સુલૈમાન હાફેઝજી રહ.ના ઈન્તિકાલે પુરમલાલ પર એમના અવસાફે જમીલહ પર પ્રકાશ પાડી દુઆ ગુઝારી હતી. વિશાળ જનસમુદાય વરસાદમાં પણ શાંતીપુર્વક બેઠો હતો અને નવયુવાનોનું સુંદર આયોજન કાબિલે તારીફ હતું.

## નવેમ્બર ૨૦૦૯ ઇ.ના તબ્લીગ માસિકમાં
## આવેલ ખબર

### ❁ મુફ્તી મહમૂદ બારડોલી દા.બ.ને સદમો ❁

જામિઅહ ડાભેલના ઉસ્તાદે હદીષ મુફતી મહમૂદ બારડોલી સાહબના વાલિદે મોહતરમ, જનાબ મોલાના સુલૈમાન મૂસા હાફેઝજી આ ૯૩ વર્ષના વયે તા. ૨૩-૧૦-૦૯ના જુમ્અહની રાત્રે બાદ નમાઝે મગરિબ આ દારે ફાનીને છોડી અલવિદા કહી. ઈન્નાલિલ્લાહિ...

મર્હુમ અકાબિરીનથી સોહબત યાફતા, હક્ક ગો, વિવિધ સંસ્થાઓ સાથે વર્ષોથી સંકળાયેલા હતા. ઝીંદગીનો આખો પ્રવાસ અલ્લાહની દીનની સેવાઓ પાછળ કર્યો.

મર્હુમના વિસાલથી ન પૂરાય તેવી ખોટ પડી છે, આપના જનાઝામાં સેંકડો આલિમો, તલબા, બુઝુર્ગો તેમજ મુબલ્લિગો અને મોટી સંખ્યામાં જનમેદની હાજર રહી હતી.

જનાઝાની નમાઝ મર્હુમના નાના ફરઝંદે (મુફતી મહમૂદે) પઢાવી, આપને બારડોલીનાજ કબ્રસ્તાનમાં સુપુર્દે ખાક કરવામાં આવ્યા.

મર્હુમની વફાત પર તંત્રી જનાબ મોલાના અબ્દુલ અહદ સાહબ તારાપુરી દા.બ. સહતંત્રી મોલાના લુકમાન તારાપુરી એ ભારે શોકની લાગણી વ્યકત કરી મર્હુમ માટે દુઆઓ કરવામાં આવી.

હક્ક તઆલા હઝરત મોલાનાના દરજાત બુલંદ ફરમાવે, મગફિરત નસીબ ફરમાવે, અને કુટુંબીજનોને સબ્રે જમીલ અતા ફરમાવે.

## તા. ૨૪ ઝિલકદ ૧૪૩૦ હિ.ના ઉમ્મીદ સાપ્તાહિકમાં પ્રગટ થયેલ મઝમૂન

### ❁ એક આલિમે હકગોની રેહલત ❁

ઉમ્મીદના તા. ૩૦-૧૦-૦૯ના અંકમાં તા. ૨૩-૧૦-૦૯ના જુમ્અહનાં રાત્રે મગરિબની નમાઝ પઢીને લામહદૂદ સફરે જનાર બારડોલીના હઝરત મોલાના સુલૈમાન મૂસા હાફેઝજી રહ.ના ઈન્તિકાલે પુરમલાલના સમાચારથી સૌ વાકેફ થયા હતા. મર્હુમનો ઉમ્મીદ સાથે વર્ષો પુરાણો લગાવ અને ઉમ્મીદના પ્રમુખ અને તંત્રી

હાજી નિસાર અહમદ વાઘબકરીવાલા સાહબ સાથેના મૈત્રીપૂર્ણ સંબંધો અને મર્હુમની બીજી અનેક ખૂબીઓના લઇ અહીં મર્હુમની ટૂંક જીવન ઝરમર આપી રહયા છીએ.

મર્હુમની પેદાઇશ બારડોલીના ખેડૂત ખાનદાનમાં થઇ. મર્હુમની ઉમર હિજરી સન પ્રમાણે ૯૩ વર્ષની હતી. નાનપણથીજ મર્હુમ ઉલમાઓની સોહબત અને ખિદમતના તલબગાર હતા. પ્રાથમિક દીની દુન્યવી તાલીમ બારડોલીમાં લઇ વધુ દીની ઇલ્મ પ્રાપ્ત કરવા જામિઅહ ડાભેલમાં દાખલ થયા. ઇબ્તિદાઇ ઉર્દૂ, ફારસી, અરબીની તાલીમ જામિઅહ ડાભેલથી હાસિલ કરી વધુ ઇલ્મની પ્યાસ અકાબિર ઉલમાઓથી બુઝાવવા દારૂલ ઉલૂમ દેવબંદ તશ્રીફ લઇ ગયા.

દવરએ હદીષ પોતાના પીરો મુર્શિદ શયખુલ ઇસ્લામ હઝરત મોલાના હુસૈન અહમદ મદની રહ.થી સન ઇસ્વી ૧૯૪૭માં પઢયો હતો. શયખુલ ઇસ્લામ રહ.ના શાગિર્દે ખાસ હોવાના નાતે જંગે આઝાદીની તહરીકમાં દેવબંદ યુ.પી.માં ઘણી તહરીકોમાં શામિલ થયા. આ રીતે આપ જંગે આઝાદીના એક ગુમનામ લડવૈયા પણ હતા અને એ સાથેજ આપના વાલિદે મોહતરમ બારડોલી મુકામે જંગે આઝાદીના સ્વાતંત્ર્ય સૈનિકની નિસ્બતથી બ્રિટિશરોની જેલમાં પણ ગયા હતા. પરંતુ જીવનભર કોઇ પેન્શન કે લાભો મેળવ્યા ન હતા.

દેવબંદથી ફરાગત બાદ વતન આવી બારડોલીમાંજ ગજીયા ખાનદાનમાં નિકાહ કરી ફરી પોતાના પીરો મુર્શિદની ખિદમતમાં એક મુદ્દત સુધી રહી તેમની હિદાયત અનુસાર વતનના મકતબમાં

દીની તદરીસની ખિદમત અને ખેતીના વ્યવસાયમાં વ્યસ્ત રહયા. મકાતિબી તઅલીમને પુખ્તા કરવાના નિર્ધાર સાથે એક મુદ્દત સુધી ગામમાં ખિદમત આપી પોતાના જીગરી દોસ્ત હઝરત મોલાના અબ્દુલ હક મિયાં સાહબ રહ.ના આગ્રહ પર વાપીથી તાપી સુધી દીની ખિદમતોમાં કાર્યરત એવી સંસ્થા ''મજલિસે ખુદ્દામુદ્દીન''માં જોડાયા. લાંબી મુદ્દત સુધી સદરે મજલિસના સાથે મકાતિબી તઅલીમ અને મજલિસનાં વિવિધ ખિદમતી કાર્યોમાં ધૂન-લગન સાથે મિસાલી ખિદમત અંજામ આપી. સાથેજ દેવબંદના પોતાના પીરો મુર્શિદ અને અસાતિઝા સાથેની નિસ્બત, મુહબ્બત પણ જારી રાખી.

એક મુદ્દત પછી પોતાના સસરાબાજીના આગ્રહ અને મદદ પર અકાબિરોના મશ્વરાથી મજલિસની ખિદમત છોડી પોતાના વતન બારડોલી આવી ઈંટો બનાવવાના વ્યવસાય અને ખેતીમાં મશ્ગૂલ થયા, સાથેજ પોતાના ઘરમાં દીની તઅલીમનો પણ સિલસિલો ચાલુ રાખી મજલિસે ખુદ્દામુદ્દીન અને ગુજરાત દીની તઅલીમી બોર્ડ હેઠળનાં મકાતિબોની વિઝીટ, ઇમ્તિહાનની ખિદમતો લિલ્લાહ જારી રાખી. જમીઅતે ઉલમાએ હિંદની વિચારસરણી અને કાર્યપધ્ધતિ અનુસાર જીવનભર કામ કર્યું. ગામની સહકારી સોસાયટીના સભ્ય તરીકે વર્ષો સુધી સેવા આપી. પોતાના માદરે ઇલ્મી જામિઅહ ડાભેલની શુરાના સભ્ય તરીકે પણ એક મિસાલી ખિદમત વર્ષો સુધી આપતા રહયા.

મર્હુમ અનેક ખૂબીઓના માલિક હતા. જેમાં હકગોઇ, તકબીરે ઉલાની પાબંદી, સુન્નતે રસૂલ અને તેમાં પણ ખાસ શરઇ

દાઢીની અહમિયત, અમ્ર બિલ મઅરૂફ અને નહિ અનિલ મુન્કર માટે આપની એક ધુન હતી. આપ સ્પષ્ટ વકતા હતા, મકાતિબની તઅલીમમાં આખરી રમઝાન સુધી ઘરે માસૂમોને દર્સ આપતા રહયા.

મર્હુમથી દીની તઅલીમો તરબિયતમાં ફૈઝયાબ ત્રણ પેઢી મૌજૂદ છે. મર્હુમમાં અમાનતદારી, હિસાબી કામની ચોકસાઇના અખૂટ ગુણો હતા. દીની રિસાલાઓનો અભ્યાસ અને તે ઉપર વિવેચન, એ મર્હુમની એક અજીબ ખૂબી હતી. ખાનદાની રિવાયત મુજબ એમનાં વડવાઓ અરબસ્તાનથી ભારતમાં દીની તઅલીમો તરબિયત માટે સમુદ્રી જહાઝ દ્વારા સુરત બંદરે ઉતર્યા હતા. આપની ઔલાદ અને પોત્રાઓમાં હાફિઝ, આલિમ, મુફતી, કારી મુદર્રિસ, મુબલ્લિગ, કૌમી, મિલ્લી સેવકની એક મિસાલી જમાત મૌજૂદ છે. પોતાના પીરો મુર્શિદના ખાનદાન સાથેનો નાતો જીવનનાઅંત સુધી જારી રહયો. મર્હુમના જનાઝામાં તા. ૨૪-૧૦-૦૯ના સવારે ૮:૦૦ કલાકે ગુજરાતભરમાથી ઉલમાઓ, મુતઅલ્લિકીનો વિશાળ સંખ્યામાં શરીક થયા હતા. રબ્બે કરીમ મર્હુમની મગફિરત ફરમાવે અને તમામ સંબંધિતોને સબ્રે જમીલની તવફીક અતા ફરમાવે. એમના ખિદમતી કાર્યોને અન્યો માટે પ્રેરણારૂપ બનાવે. આમીન

‘જો બાદાકશ થે પુરાને વો ઉઠતે જાતે હંય’



❀ પત્ર નં.૧ ❀

## બચ્ચોંકા ઘર આમોદ (ભરૂચ, ગુજરાત) તરફથી મળેલ પત્ર

બિસ્મિહી તઆલા

૮ ઝિલ કઅદહ ૧૪૩૦ હિજરી
૨૮ ઓકટોબર ૨૦૧૦ ઈસ્વી

મુહતરમ વ મુકર્રમ અલ્હાજ હઝરત મુફતી સાહબ દા.બ.

અસ્સલામુ અલયકુમ વ.વ.

સલામ બાદ, ઉમ્મીદ છે, આપ મુહતરમ ખૈરિયતથી હશો, દિગરઃ- વાલિદે મુહતરમના ઈન્તિકાલના દુઃખદ સમાચાર તેજ દિવસે રાત્રે સાંભળ્યા, દુઃખ થયું, દિલથી દુઆ નિકળી, ઈન્નાલિલ્લાહિ..

તદફીનમાં હાઝરી આપવાની સઆદત નસીબ થઈ. બુઝુર્ગોની મુલાકાતનો શર્ફ હાસિલ થયો.

માશાઅલ્લાહ આપતો સાહિબે ઈલ્મ છો, એટલે મોત-હયાતના બારામાં કંઈક લખવું, તે આપની બેઅદબી ગણાશે. જેથી વધુ કંઈ ન લખતાં દુઆ ગુઝારિયે છીએ કે, અલ્લાહ પાક મર્હુમ વ મગફૂર હઝરત મોલાના (વાલિદ સાહબ)ની કરવટ કરવટ મગફિરત ફરમાવી, દરજાત બલંદ ફરમાવે. અને જન્નતુલ ફિરદૌસમાં ઉચ્ચ સ્થાન નસીબ ફરમાવે. આમીન.

મર્હુમ વાલિદ સાહબ તો આલિમે દીન હતા, સાથેજ મોટા આલિમોમાં તેઓની ગણના થતી હતી. સાંભળવા મુજબ તેઓ એક

સમાજ સેવક હતા. અરે! ગુજરાતની જુની જાણીતી મહાન દર્સગાહ જામિઅહ ડાભેલનું ટ્રસ્ટી પદ છેલ્લી ઘડી સુધી તેઓએ સંભાળ્યું. અને આપ મુહતરમ જેવા નેક આલિમે દીન સદકએ જારિયહ રૂપે પાછળ છોડીને ગયા છે. આમ તેઓ અનેક ખૂબીઓના માલિક હતા. અંતમાં ફરીવાર દુઆ છે અલ્લાહ તઆલા મર્હુમની દીની ખિદમાત કબૂલ ફરમાવી તેની શાયાને શાન બદલો નસીબ કરે. આપની પૂરી ફેમેલી ભાઇઓ- બહેનોને સબ્રે જમીલ નસીબ કરે. આમીન.

લી. બચ્ચોંકા ઘર-આમોદ પરિવાર
વતી. ઈબ્રાહીમ સેક્રેટરી.

❁ પત્ર નં.૨ ❁

## જમઇય્યતે ઉલમા સુબા ગુજરાતના સેક્રેટરી જનાબ અબ્દુલ કય્યુમ હક સાહબ તરફથી મળેલ પત્ર

૧-૧૧-૨૦૦૯ ઈસ્વી

કિબ્લા મુફ્તી મહમૂદ સાહબ દા.બ.

અસ્સલામુ અલયકુમ વ.વ.

બાદ સલામ મસ્નૂન ખૈરીયતથી હશો,

આપના વાલિદ મોહતરમના ઈન્તિકાલે પુર મલાલના સમાચાર બીજા દિવસે સાંભળવા મળ્યા, ખૂબ સદમો, રંજ થયો. કુર્આન સીખનાર, સીખવનાર શ્રેષ્ઠ ઈન્સાન ગણાય છે. સાદા દિલ અને સાદું જીવન જીવનાર આપના વાલિદે મોહતરમ ખરેખર

જીંદગી જીવી ગયા. "કયા ખૂબ આદમી થે, ખુદા મગફિરત કરે" દરેકનું દિલ બોલી ઉઠે, એવું સરળ વ્યકિતત્વ શોભાવી ગયા. ખરેખરઃ

મૌત ઉસ્કી હૈ કરે જીસપે ઝમાના અફસોસ
યૂં તો આતે હૈં સભી દુનિયામેં મરને કે લિયે

ખુદા આપને તથા આપના તમામ બિરાદરો, ખાનદાનવાળાઓને સબ્ર આપે, અને એમના જેવીજ સરળતા, નિખાલસતા, સાદગી અને સેવા કરવાની હિદાયત આપે.

આપ જેવા ખામોશ ખિદમત ગુઝાર આલિમની તરબિયતજ મર્હુમની મગફિરત માટે કાફી છે. ખુદાજ શ્રેષ્ઠ બદલો આપનાર છે, તમામે ખુદા તરફ પાછા ફરવાનું છે, ખુદા મગફિરત ફરમાવે અને બેહતરીન દોસ્ત બનાવે, એજ દુઆ સાથે.

અહકર અબ્દુલ કૈયુમ હક
સેક્રેટરી જમીઅતે ઉલમા ગુજરાત સ્ટેટ

❁ પત્ર નં.3 ❁

## ધી સુરતી સુન્ની વહોરા મુસ્લિમ એજયુકેશન સોસાયટી, સુફીબાગ રેલ્વે સ્ટેશન સામે, સુરત તરફથી મળેલ પત્ર

૩૧-૧૦-૨૦૦૯

જનાબ મુફતી મહમૂદ હાફેઝજી સાહબ બારડોલી

અસ્સલામુ અલયકુમ વ.વ.

સલામ બાદ આપના વાલિદ મોલાના સુલૈમાન સાહબના ઈન્તિકાલ થયાના સમાચાર મળ્યા. ઈન્નાલિલ્લાહિ વઈન્ના ઈલયહિ રાજિઉન.

માબૂદે કરીમ એમની બાલ બાલ મગફિરત ફરમાવી જન્નતુલ ફિરદૌસમાં ઉચ્ચ મકામ અતા ફરમાવે, અને આપ સહિત તમામ કુટુંબીજનોને સબ્રે જમીલ અતા ફરમાવે. આમીન

સોસાયટીના તમામ કાર્યકર્તાઓ આપના દુ:ખમાં સહભાગી છે.

લી. આપનો
મહમૂદ આઈ બાંગી
ઓન .જો. સેક્રેટરી



